पासकी भूमि प्रदान फरमा रहे हैं और छात्रवृत्तियों आदि सहायता के लिये उदार विचार होकर श्रीमान् के करकमलों से इस छात्रालय के शिलान्यास एवं समय पर इसके उद्‌घाटन का पुण्यप्रसंग शीघ्र आनेकी आशा है।

श्री. नरुवंशावतंस का यह परोपकारपूर्ण कार्य स्वर्णाक्षरों से उल्लेखनीय होगा और इसके लिये अलवरीय चारण जाति सदा आभारी रहेगी।

श्री. अलवरेन्द्र का चारण-प्रेम अपने राज्य के चारणों तक ही सीमित नहीं है प्रत्युत समस्त चारण जाति के प्रति वही उदारतापूर्ण भाव है। इसका प्रमाण हमें श्रीमान् के उक्त प्रसंग पर जोधपुर के श्री उमेद-चारण-छात्रालय को ५००) की सहायता प्रेषित करने से वखूबी प्राप्त होता है।

जगदम्बा ऐसे उदारचेता प्रजा-प्रिय नरेश्वर को सपरिवार सुखी एवंचिरायु रक्खे।

## श्री भूपाल-चारण-छात्रालय, उदयपुर

श्री भूपाल-चारण-छात्रालय का उद्‌घाटन श्रीमान् आर्य-कुल-कमल-दिवाकर के कर-कमलों द्वारा गत वर्ष हुआ और राजकीय सहायता भी प्रदान की गई। छात्रालय-फंड में इस समय करीव २ वारह तेरह हजार रुपये हैं जिनमें से दश हजार तो सूद पर राज्य की मारफत दिये हुए हैं और शेष दो तीन हजार रुपये खेमपुर ठा. करणीदानजी दधिवाडिया के पास विना व्याज पड़े हुए हैं (?) छात्रालय की स्थायी मासिक आय कुल मिलाकर कम से कम अस्सी नव्वे रुपये होगी और खर्च पचास का। ऐसी हालत में मासिक वचत का छात्रों के भोजन की फीस में कमी करने के लिये उपयोग में लाने को उक्त ठाकुर साहिब को कई वार कहा गया क्योंकि छात्रालय का प्रबंध आजकल इन्हींके हाथमें है और रुपये पैसे भी इन्हींके पास। परन्तु न मालूम क्यों इस आवश्यक्ता की ओर वे जान बूझ कर भी ध्यान नहीं दे रहे हैं। विना भोजन फीस में कमी किये छात्रों की तादाद नहीं वढेगी और फलतः छात्रालय का लाभ जैसा हो सकता है न होगा। क्या, खेमपुर ठा. सा. अपने कर्तव्य को समझ कर अपनी ज़िम्मेवरी को पूर्ण करेंगे?

—जानकार

## "श्री करनी चरित्र" छप गया

"चारण" के स्वर्गीय सम्पादक विद्वद्वर्य ठा. किशोरसिंहजी सौदा द्वारा सम्पादित योग माया श्री करनीजी की जीवनी छप गई है। मूल्य २॥) ढाई रुपये, पता—मैनेजर, राजस्थान रिसर्च सोसाइटी, ७३, ए चासा धोवा पाड़ा स्ट्रीट, कलकत्ता।

---

# चारण जातिका प्रथम कर्तव्य

(लेखक: ठाकुर भगवती प्रसाद सिंहजी, वीसेन, राजस्थान-रिसर्च-सोसाइटी, कलकत्ता)

चारण जाति का साहित्य हिन्दू मात्र को एक अपूर्व देन है—हिन्दी भाषा की वह वहुत ही उज्वल सम्पत्ति है। हिन्दी में जिस चीज़की कमी है-वह उसकी पूर्ति कर सकता है। परन्तु तो भी हम उसकी चमक से प्रकाशमान न हो सके, यह विधि की विडम्वना नहीं तो क्या है? आज जिसके मन में जो आता है वह

चारण जाति और उसके साहित्य के विषय में मनमाना लिख मारता है—परन्तु, उन्हें रोकने वाला कोई नहीं ।

चारण जाति राजस्थान में मालदार है—लाखोंकी जागीर उसके पास है—करोडों का साहित्य उसकी गोदमें है—अरबों के काव्यरत्न राजस्थानकी धूलि में लिपटे पड़े हैं—पर तो भी वह दैन्य की प्रमाद निद्रा के खुर्राटे ले रही है। किन्तु समय जागने का है, एकदम उठ कर खड़े हो जानेका है-सोने का नहीं।

राजस्थान का राजनैतिक वातावरण बदल रहा है—दिन पर दिन उसमें नये नये परिवर्तन हो रहे हैं—नाना प्रकार के नये नये कानून गढ़े जा रहे हैं—न जाने किस समय क्या हो जाय ? हमें समय रहते सावधान हो जाना चाहिये। समय का भरपूर उपयोग कर लेना ही हमारा धर्म है ।

जागीरें किसीको मुफ्त में नहीं मिलीं—उनकी कविताओं, उनकी सलाहों और उनके बलिदानों का परिणाम ये जागीरें हैं। जागीरों के साथ उनकी अमर कीर्ति—गाथा गुंथी हुई है। पर आज परिस्थिति दूसरी है—जमाना रंग बदल रहा है—न वे राजा हैं और न वह परिस्थिति ही है। जागीरों का स्थायित्व नष्ट होता जा रहा है। साथ ही चारण जाति के सपूत अपनी साहित्य रूपी जागीर को भी रुला रहे हैं। उनकी मनोवृत्ति आज उसे दीमकों का ग्रास बना रही है—वे उसे कोठरियों में बंद किये बैठे हैं !

इस समय ज़रूरी था—आवश्यकता थी कि वे अपने साहित्य का भण्डार संसार के लिये खोल देते—उस के प्रकाश से सारे संसार को चमत्कृत करते। पर, गति दूसरी ही ओर है। चारण सम्मेलन की बैठकें हो रही हैं—चारण जाति में भी जागृति के चिह्न दिखाई पड़ने लगे हैं—पर प्रस्तावों, भाषणों के सिवा होता क्या है ? सामाजिक सुधारों की ओर ही ध्यान दिया जा रहा है—पर उससे हमारा क्या होगा ? हमारे सामने इस समय सबसे बड़ा सवाल है अपनी रक्षा करनेका—अपनी धनराशी बटोरनेका—अपनी अमूल्य निधि को नष्ट होने से बचा लेने का। चारण जाति के लिये एक ही कार्य है—चारण-सम्मेलन का सबसे आवश्यक कर्म भी एक ही है—वह है-धनाभाव से चाहे प्रकाशन अभी न हो सके पर अपने साहित्य का एक विशाल संग्रहालय निर्माण करना। साहित्य इस जाति के जीवन की रीढ है—इसकी स्थिरता ही इसका जीवन है। इसके बिना जाति का भावी जीवन अंधकार में ही समझना चाहिये।

आशा है, सम्मेलन के पदाधिकारी इस ओर ध्यान देंगे और अपने कार्यकी गति को इस ओर मोड़ कर अपने समाज के नष्ट होते हुए अक्षय भण्डार को बचाने में कृतसंकल्प होंगे।

---

[ लेखक महोदय सम्मेलन की रिपोर्टों को पढ़ेंगे तो उन्हें ज्ञात होगा कि सम्मेलन का ध्यान इस आवश्यक कार्य की ओर आकृष्ट है किन्तु धन-जनाभाव से विशेष कुछ हो नहीं रहा है। "चारण" में "चारण-वाणी" नामक एक स्थायी स्तम्भ रखना भी इसी दिशामें एक प्रयास है। क्या, हम आशा करें कि लेखक महोदय के सत्परामर्श से सहमत होकर प्रत्येक जातिहितैषी इस संबंध में अपने हिस्से की ज़िम्मेवरी पूरी करेगा ? —सम्पादक ]

# અખિલ ભારતીય ચારણ સંમેલન (રાજકોટ)નાં સંસ્મરણો

(વિવિધ પત્ર-પત્રિકાઓમાં નીકળેલ લેખો, સમાચારો અને નોંધો)

# [૧] સંશોધન વગર ધૂળ ખાતું ચારણી સાહિત્ય

## ચારણ કોમના સંસ્કાર રક્ષજો !

## શ્રી દૂલા ભગત

**અ**ખિલ હિંદ ચારણ સંમેલન રાજકોટમાં તા. ૨૧-૨૨-૨૩ના રોજ મળે છે. તેના પ્રમુખ શ્રી દૂલા ભગત એક સુકવિ છે.*

બાર વર્ષ પર એને પહેલ વહેલા પિછાન્યા. ત્યારેય એ ઇશ્વરના ઉપાસક કવિ હતા. રંગેઢંગે ખેડૂત હતા. ગ્રામ્ય જનતાના સલાહકાર, રંજનકાર, નવા વિચારો દેનાર 'બ્રાહ્મણ' હતા. અને શુદ્ધ અજાચીવ્રતના ધારનાર હતા.

બાર વર્ષે એને આજે ફરીવાર તપાસું છું. આજે એને રાજા મહારાજાઓ શોધે છે. એના વાણી પ્રહારો સુણવા તલસે છે, ને એને હજારોનું દાન દઇ કૃતાર્થ બનવા ઝંખે છે, છતાં દૂલા ભગત તો એના એ રામ, નિરભિમાની અજાચીજ છે.

ઢોંગી નહિ. સાચા અજાચી છે. ગ્રામ્ય રંગઢંગના એવા ને એવા પ્રેમી છે, ગ્રામ્ય જનતાના વધુ સમર્થ દોરવનાર બન્યા છે, ને એની ઇશ્વરોપાસક કવિતાએ આજે રાષ્ટ્રોપાસનાની રેલમછેલ વહાવી છે. નૂતન યુગના એ સ્વાભાવિક પ્રીછણહારે ગુજરાતી કાવ્યમાં અનોખી કલ્પનાઓ, ઉપમાઓ ને ભાવનાઓ ઊતારી છે.

એની કવિતાના પ્રેરક ગરવા ગાંધીજી છે. ચારણ કોમના નવ જાગરણનો એને નાદ લાગેલ છે. આતમ જ્ઞાનથી ભરેલી એની મેઘનાદીલી વાણીને એ મહેલોથી ઝુંપડાં સુધી વગર ભેદે વિણ સંકોચે અને બહોળા હાથે પીરસ્યે જાય છે.

એમની દોરવણી હેઠળ ચારણ સંમેલન એક કામ તો અવશ્ય કરે; ચારણી સાહિત્યની પ્રાચીન હસ્તપ્રતોના ઢગલાને ઢગલા કવિરાજોના ઘરોમાં કુથા ખાય છે. એનું વેળાસર સંશોધન સંપાદન કરાવો. ગુજરાતી ભાષા પર મહાન ઉપકાર થશે.

ચારણકોમ આજે બહુ વગોવાઇ છે. વિના કારણ વધુ પડતી બદબોઇ એ કોમની થાય છે. પ્રત્યેક કોમ જ્યાં કર્તવ્યભ્રષ્ટ બની છે ત્યાં આ બાપડી એકલીને કાં દંડીએ ?

તેમ એ કોમને એવી સ્થિતિમાં પણ કાં મૂકીએ, કે જેથી એનો વિદ્યાધનનો વારસોજ નષ્ટ થાય ? ચારણી કોમનો એ પુરાતન સંસ્કાર ન ઉચ્છેદીએ. એનો એક જૂથ તરીકે મુખ્ય વ્યવસાય વિદ્યોપાસનાનો, સાહિત્યોપાસનાજ ટકી રહે. બેશક એ ઉપાસના યુગરંગો ધારણ કરે તેવી કોશીશો કરવી ઘટે છે. એને રાજાઓની સ્તુતિ અથવા ભિક્ષા ત્યજાવીને પછી સંસ્કાર હીનતાના આજે સળગતા વેરાનમાં ધકેલી દેવાથી શો લાભ ?

—શ્રી ઝવેરચંદ મેઘાણી

('ફૂલછાબ' તા. ૨૦-૫-૩૮ ના અંકમાંથી ઉધૃત)

---

*અગાઉથી સંમેલનના પ્રમુખનો નિર્ણય થયોજ નહોતો. શ્રી મેઘાણીએ કોઇના કહેવાથી કે અનુમાનથી શ્રી દૂલા ભગત પ્રમુખ થવાના છે, એવું લખ્યું છે. બાકી રાજકોટ સંમેલન શ્રી ભગતજીની કૃપાથીજ ભરાયું હતું. તેમને લીધેજ રાજકોટ સ્ટેટ તરફથી બધી વ્યવસ્થા થઇ હતી.

**તંત્રી, ગુજરાતી વિભાગ.**

# [૨] ગુજરાતનાં અઠવાડિક આંદોલનો.

## ચારણોની નવ દૃષ્ટિ

**રા**જકોટ મુકામે અખિલ હિંદ ચારણ સંમેલન મળ્યું હતું. ટોળાંશાહીના રોગથી મુક્ત રહેલા એ સંમેલનમાં ચારસોથી વધુ ચારણો હાજર નહોતા. જે હતા તે વીણાઇ વીણાઇને આવ્યા હતા. એમના સંમેલનમાં મને ચારણોના નવયુગી સંસ્કારનું દર્શન થયું. વેદકાળ જેટલી પુરાતન વિદ્યાતિષ્ઠતાના એ વારસદારો પોતાની અત્યારની સ્થીતિથી લજ્જિત હતા. રાજસ્તુતિનો રસ તેમને રહ્યો નથી. નૂતન રાષ્ટ્રભાવથી નીતરતી પોતાના નવોદિત કવિઓની વાણીપર તેઓ મુગ્ધ હતા. તેમની આંખો નવી સાહિત્ય વાટ તરફ મંડાઇ ચૂકી છે. તેમને આડંબર અને શબ્દ બનાવટ અણગમતી થઇ છે. તેમને સ્વભાવિક ઉર્મિનો નાદ લાગ્યો છે.

સંમેલનના રાત્રિએ ભરાતા દાયરામાં મેં તેમની કવિતાનું નવસર્જન દીઠું પુરાતન કવિતાનાં બળો તેમના રસ અને અભ્યાસની વાત બનેલાં જોયાં.

## રજપૂતાનાના શિક્ષિત યુવાનો

પાંચેક હતા. રજપૂતાનાથી આવેલા નવયુવાન ચારણો બી. એ. અને એમ. એ. એલ એલ. બી. સુધી પહોંચેલા તેઓ પોતાના સાહિત્યની જુદી જુદી દિશાપર ' થેસીઝ નિબંધ ' લખી લખી ઉપાધિ મેળવી ચૂકેલા હતા. તેમનામાં સમતોલ અને શરમાળ વિદ્વતા દીઠી. ચારણી સાહિત્યનો સંસ્કાર તેમનામાં એવી જુક્તિથી વ્યાપી રહ્યો હતો કે જેવી જુક્તિથી મેંદીના પાંદમાં લાલી વસેલી હોય છે. સોરઠી લોક કથાઓ તેમજ કાવ્યો દુહાઓનાં રાજસ્થાની પાઠાંતરો તેમને જિહ્વાગ્રે હતાં. એ નોખા નોખા પાઠોની મેળવણીમાંથી એક નૂતન આત્મીયતા નીપજતી હતી.

## રાષ્ટ્રભાવનાને લડાવનારી જીભો

રાત્રિના દાયરામાં રાષ્ટ્રભાવની નૂતન લોકકવિતા રેલાવનારા એ ત્રણ ' પાતળી જીભો-વાળા ' સોરઠી ચારણોનાં નામતો નથી ભૂલવા જેવાં. દૂલા ભગત, મેરૂભા અને ખેતસિંહ મીસણની ત્રિપુટી વ્યાસપીઠ પર પોતાના પરજિયા કંઠોની મિલાવટ કરીને શા લાડકોડથી રાષ્ટ્રભાવનાં રમ્ય, ભયાનક, નાજુક તેમજ વિરાટ સ્વરૂપોને રમાડતા હતા !

" ડોસાજીની નોબત્યું વાગે છે,
" લીલાં લીલાં માથડાં માગે છે,
" સૂતેલાં માનવી જાગે છે. "

એ ગાંધી ગીતના ઝળકતા શબ્દો સાંભળી, વિરાટની આભ પાતાળ અને દિગ્પાળપર પથરાતી કલ્પના નિહાળી તમે નવિન ગુર્જરો જરૂર પ્રસન્ન થશો, કેમકે એમાં બનાવટ નહોતી. એમાંથી પણ ગાંધીજી વિષેની છેલ્લી કલ્પના :

શિષ કપાવે ને દેહ વેરાવે,
લૂંટાવે ઘરબાર;

એ બધુંજ વાણિયાઓ ભૂતકાળની તવારીખમાં કરતા આવેલ છે (સગાળશા વગેરે), પણ એકજ વાણિયો કદાપિ નહિ કરે :

વાણિયો કે દિ'ય નમતી ધારણ,
નહિ તોળે તલભાર.

એવી એવી કલ્પના ગૂંથણીમાં ગાંધીજીના રાજકારણનું એક ચમત્કૃતિમય અને ચોટદાર સ્વરૂપ ઊભું થતું હતું. વર્તમાન રાષ્ટ્રભાવનાની એક પણ દૂષિત રેખા એમાં નહોતી જડતી.

## ગાયક ત્રિપુટિ

આ ત્રણે જણા ભેળા ગાતા, વચ્ચે વચ્ચે પ્રત્યેક ભાવને પ્રકાશિત કરવા માટે અનેક અન્ય કવિતા–દીપકો ધરતા હતા. માર્મિક ગદ્યનાં મોતી મઢતા હતા. દાયરો એકદીલ બનીને હલમલી જતો હતો. કોઇપણ શિષ્ટ સંમેલનને રસબોળ બનાવે તેવી આ ‘ કવિતા કહેણી અને કંઠ ’ની સંપૂર્ણ મિલાવટ હતી. જનસમૂહને ડોલાવવાના શાબ્દિક ખેલોમાં ફસાઇ જવાની આજે જ્યારે બડી દહેશત ઉભી થઇ છે, ત્યારે બીજી બાજુ આ શબ્દાડંબરી લેખે હીણાયેલી ચારણી કવિતા નૂતન અર્થ ગાંભીર્ય ને કેટલી આસાનીથી ધારણ કરી રહી છે ! એ કવિતામાં તેમજ એ કવિતા પ્રત્યેના ચારણી સમૂહ–પ્રેમમાં એક મહાન્ વાતની પ્રતીતિ થઇ પડી છે કે, કુરુચિ તેમાં નહોતી; પ્રશસ્તિ રસ પ્રત્યે અણગમો હતો; નિર્મળ માનવ પ્રેમ હતો.

## એને ‘મીશનરીઓ’જ બનાવજો

આ ચારણોનું સ્થાન આપણા સમાજની નવરચનામાં ક્યાં છે ? તેમના એક જાતિ તરીકેના વિદ્યા વારસાને ભોગે કશોજ જીવન–પલટો ન થવો જોઇએ એમ હું માનું છું. વિદ્યાનો સંસ્કાર વર્ષો જૂનો વડલો છે; એને ઉચ્છેદીને એને સ્થાને આપણે જે રોપશું તેની ઘટા બંધાતાં કેટલીવાર લાગવાની ? એ આખી જાતિ વિદ્યાનીજ ‘ મીશનરી ’ રહે તેવો પ્રબંધ શું મુશ્કીલ છે ?

## આફ્રિકા જઈ આવેલા મેરૂભા

તાજેતરમાંજ એમાંના એક જોદ્ધાર ગાયક, ગળું જેનું પાતાળફૂટ જળ વાવડી જેવું છે તે ગઢવી મેરૂભા, આફ્રિકાના નોતર્યા એ દરિયાપારને દેશ લાગટ ત્રણ મહીના સુધી શહેરે શહેરે લોક સાહિત્ય સંભળાવી આવ્યા, અને આપણાં દેશપાર બાંધવ જનોએ એ મેરૂભાની વાણી દ્વારા જન્મભૂમિનું સંસ્કાર દૂધ પીધું. આફ્રિકામાં તેમજ આપણી અન્ય વસાહતોમાં અત્યારે કોણ કોણ જાય છે ? સંસ્થાઓના ફંડફાળા કરનારાઓ, વકીલો, વ્યાપારીઓ, પ્રચારકો, ચળવળીઆઓ. નથી જતાં કેવળ સંસ્કારના પ્રતિનિધિઓ, નથી જતા કેવળ શાયરો, ગાયકો, કથાકારો, સરસ્વતીના સંદેશવાહકો. જઇને ઝટ ઝટ ફંડફાળા આટોપી પાછા વળી આવનારાઓથી શું વળે ! આ મેરૂભા, આ દૂલા ભગત, અને એના સંસ્કારોના અનુગામી એકસો ચારણ પુત્રો હિંદ તેમજ હિંદ બહારની ગુર્જર વસાહતે વસાહતે ઘૂમી વળે ત્યાં પેઢાન પેઢીનાં પ્યાસી પડેલાં સ્ત્રીઓ, બાળકો અને ધંધાર્થી પુરૂષોને દેશનાં દીલ ખોલંડાં કંઠસ્થ કરાવતા પરિભ્રમણ કરે, એ શું એક મહાન્ જરૂરિયાત નથી ?

## એ કંઠોને ન ગૂમાવશો.

આજે આપણી પાસે તૈયાર તાલીમ બદ્ધ કંઠો ક્યાં છે ? ગળાં આપણાં ખોખરાં બોલે છે. આપણી તળપદી ભાવનાઓને સજીવન કરનારી સ્વર–શક્તિઓનો નાશ ન કરશો સુધારણાને નામે એનો ઉચ્છેદ ન આચરજો એનું જીવની જેમ જતન કરજો.

શ્રી. ઝવેરચંદ મેઘાણી

( ‘ જન્મભૂમિ ’ ( દૈનિક ) તા. ૨૬–૫–૩૯. ‘ કલમ અને કિતાબ ’ શિર્ષકમાંથી )

# [૩] ચારણ સંમેલન, રાજકોટ.

રાજકોટમાં ગયા અઠવાડિયામાં એક સાથે બે સમારંભો થયા. એક ચારણ સંમેલનનો અને બીજો હતો આર્ય સંમેલનનો.

'ચારણ' શબ્દની સાથેજ વાતો, દુહા અને રાજપૂત યુગની ઝાંખી થવા માંડે. એ રીતે ચારણી સંમેલનનું આકર્ષણ અજબ હતું. ખુદ સ્વાગત પ્રમુખની ગુલબારી પાઘડી આપણી ગત પેઢીના પહેરવેશની વાતો કરતી હોય એવું લાગે. આ બધા જૂના અને રંગબેરંગી પહેરવેશ પાછળ નવા યુગનો પ્રાણ ધબકતો થયો છે, એતો રહેતાં રહેતાં ખબર પડી.

## ચારણ કોમનું ઐક્ય

સ્વાગત પ્રમુખશ્રી રામદાનજીના ભાષણમાં સંમેલનનો હેતુ અને લક્ષ્યબિન્દુ સ્પષ્ટ તરી આવતાં હતાં. તેમણે જણાવ્યું કે ચારણ કોમ રાજસ્થાની હિંદ, એટલે મુખ્યત્વે રાજપૂતાના અને કાઠિયાવાડમાં છે. તેમની વચ્ચે ભાષા અને ભૂગોળનું અંતર ગમે તેટલું હોય પણ સાંસ્કૃતિક અંતર નથી; બલ્કે ઐક્ય છે. એટલે સમસ્ત ચારણ કોમ પોતાનાં જુદાં જુદાં અંગો સાથે સહકાર સાધે એ જરૂરી છે. એ સહકારનું દૃષ્ટાંત આપતાં કહ્યું કે સદાવ્રતો અપાતાં હોય ત્યાં વ્યક્તિગત સાધુઓને લોટ કે પાશેર ખીચડી મળે, પણ સો પચાસ સાધુઓ કોઇ મહંતના નેતૃત્વ નીચે ગામમાં દાખલ થાય તો તેમને પાકાં સીધાં મળે.

## જોગેંદ્ર જેવા પ્રમુખ

એવા એક આગેવાન તરીકે સંમેલનના પ્રમુખસ્થાને રાજપૂતાનાના રાષ્ટ્રભક્ત ચારણયોગી ઠાકોરશ્રી કેસરીસિંહજી હતા. તેમનું વ્યક્તિત્વ પણ પ્રબળ હતું. ચારણો તેમના પ્રત્યે આદરબુદ્ધિથી જોતા હતા. તેમનું કૃશ છતાં નિર્મળ, ગુલાબી ઝાંય પાડતું શરીર, ભગવું પહેરણ, ટૂંકું ધોતિયું, ઉઘાડા પગ અને માથે રેશમી લાંબા કેશ સૌ કોઇનું આકર્ષણ હતાં.

આ વ્યક્તિત્વ પાછળ તેમણે રાષ્ટ્રકાજે આપેલો ભોગ હતો એ વસ્તુ તો તેમની ઓળખાણ આપનાર એક મારવાડી ચારણ કવિએ કહી ત્યારે ખબર પડી. એક ષડ્યન્ત્ર કેસમાં તેમને ૨૦ વરસની સજા થયેલી. તેમના જુવાન પુત્રનું કોઇક ક્રાંતિકારી ચળવળમાં ભાગીદારી લેવાના સંશય તળે જેલમાં કમોત થઇ ગયું. શાહપુરા (મેવાડ)માં આવેલો તેમનો હજારેનો ગરાસ જપ્ત કરવામાં આવ્યો, મકાનો જપ્ત થયાં, પણ જેલમાંથી પાંચ વરસ પછીજ તેમનો છૂટકારો થઇ ગયો. ત્યારથી તેમનું નિસ્પૃહ જીવન શરૂ થયું.

રાજપૂતાનાના આજે એ લોકસંમાનિત પુરુષ છે. તેમણે ભાષણને બદલે થોડા ઉદ્‌ગારોજ કાઢયા એમ કહીએ તો અવાસ્તવિક નહિ ગણાય. તેમાંના કેટલાક આ રહ્યા: "હું તો એકાંતવાસમાં રહેવા માગું છું, પણ મારી પાસે જ્ઞાતિનાં કાર્ય માટે એક વર્ષ આપવાની માગણી થઇ; અને મારે તાબે થવું પડયું. પણ એટલેથી તમારી ફરજ પૂરી થતી નથી. તમે મને મદદ આપશો તોજ હું માથે નાંખેલો બોજો ઉપાડી શકીશ."

× × ×

સભાનો પ્રાથમિક વિધિ શરૂ થયા પછી મસલત સમિતિ રચાણી. તેમાં ગુજરાત, કાઠિયાવાડ તથા રાજપૂતાનાના પ્રતિનિધિઓ ચૂંટાયા. સમિતિમાં મુખ્ય ચર્ચા જુનું 'ચારણ'

માસિક શરૂ કરવા અને તેના સ્થાપક સ્વ૦ કિશોરસિંહજીનું સ્મારક રચવાની વાત હતી. કિશોરસિંહજી પ્રમુખના નાના ભાઇ હતા, અને પ્રસિદ્ધ પુરૂષ અને ઇતિહાસકાર ગણાઇ ગયા છે. કહે છે કે સૌરાષ્ટ્રના શ્યામજી કૃષ્ણવર્માને ઉદેપુરનું દીવાનપદ અપાવનાર તેઓ હતા.* રજવાડી પોશાકમાં શોભતા રાજપૂતાની ચારણ યુવકોએ આ ચર્ચામાં ઠીક ભાગ લીધો, પણ પ્રમુખે તો એવા સ્મારકકાર્યને વ્યક્તિગત રીતે સહુ ભાઇઓ ઊપાડે અને સંસ્થા ઉપર તેનો ભાર ન પડવો જોઇએ, એમ કહી ચર્ચા સમેટી લીધી.

## જાગૃત બનતા ચારણો

પાછળથી જાણવા મળ્યું કે, 'ચારણ' માસિક શરૂ થશે, એમાં પણ કોમનાં દૂષણો ન પેસવા પામે એ માટે જે દલીલો થઇ તેતો ચારણોને પોતાની અવનતિનું કેટલું ભાન છે, પોતાનામાં યુગપલટો કરવા કેટલા ઇંતેજાર છે તે બતાવનારી હતી. તે બતાવવા જુના સંસ્કાર અને નૂતન કેળવણીનો પણ સંગ્રામ જણાયો.

રાજપૂતાનામાંથી આવેલા કેટલાક ચારણો તો બી. એ. અને એમ. એ. થયેલા હતા. અહીંના કરતાં ત્યાં ચારણોને રાજ્યાશ્રય ઓછો મળતો હોય એમ લાગ્યું. કદાચ એટલાજ કારણે ત્યાં સ્વાશ્રયી બનવા તેઓ આટલી ઉપાધિ મેળવતા થયા હશે. તેઓ બધા વિદ્વાનો હતા, સંશોધકો હતા, સ્વ. કિશોરસિંહજીના શિષ્યો પણ હતા. પણ દૂલા ભગત કહે છે તેમ ચારણ પાસે કંઠ, કવિત્વ અને વકતૃત્વ હોવાં જોઇએ એટલા પ્રમાણમાં ઉત્તરના ચારણોમાં જોવા ન મળ્યાં. આપણા દૂલા ભગત, ગઢવી મેરૂભા, ઠારણભાઇ, રામદાનજીભાઇ, ખેતસિંહજી વગેરેને સાંભળ્યા પછી ચારણી કાવ્યશક્તિનો ખ્યાલ આવે.

## ડાયરો જોઇ લ્યો !

સંમેલનનો રંગ કોઇ સભા કરતાં ડાયરા જેવો વિશેષ લાગે. ત્યાં ખુરશી વગેરે નહોતું. એક મોટો શમિયાનો ઉભો કરેલો. જમીન ઉપર જાજમ અને ગાદલાં બીછાવેલાં. ડાયરામાં કસુંબા તો નહોતા ઘોળાતા પણ હોકા ન હોય તો વાતાવરણ લૂખ્ખું સૂકુંજ લાગે ને? એટલે તે પણ પ્રમુખની પાસેજ ગગડતો હતો. અને ડાયરો હોય ત્યાં ગગડયા વગર રહે નહિ! ખુદ માજી વાઇસરોય કર્ઝનના દરબારમાં પણ જુનાગઢ નવાબ હોક્કો ગુડગુડાવ્યા સિવાય રહી શકયા નહોતા. કર્ઝન રાતો પીળો થયો પણ ત્યાં કરે શું? તેણે પણ કાઠી રજવાડાંનો ડાયરો જમાવ્યો હતો.

## ડાયરાની મઝા

આવા ડાયરામાં ભાષણો કરતાંય વાતો અને આજુબાજુ થતા મર્મો સાંભળવાની મઝા છે. પ્રો. દવેનું ભાષણ ચાલતું હતું ત્યારે એક ભાઇ ઊંચી ડોક કરીને તે સાંભળવા લાગ્યા. આ જોઇ એક ચારણથી ન રહેવાયું. તેણે ઠાવકું મોં રાખી તરતજ કહ્યું ભાઇ, આ તો સભા છે. આમાં સાંઢિયા જેવી ડોક કરીને કોઇની આડે આવવું એ રીત ન કહેવાય.

---

* અહીં ખબરપત્રી મહાશયની ભૂલ થાય છે. ઠાકુરશ્રી કિશોરસિંહજીએ નહિ, પરંતુ ઠાકુરશ્રી કેસરીસિંહજીએ જયારે તેઓ મહારાણા ઉદયપુરના સલાહકાર તરીકે ઉદયપુરમાં હતા, ત્યારે પોતાના જેવા ક્રાંતિવાદી વિચારો ધરાવતા શ્યામજી કૃષ્ણવર્માને ઉદયપુરનું દીવાનપદ અપાવ્યું હતું. —તંત્રી, ગુજરાતી વિભાગ.

સંમેલનમાં બીન ચારણ વક્તાઓને પણ બોલવાની તક આપવામાં આવી હતી, તેમાં પ્રો. દવેનું ભાષણ ગમી જાય એવું હતું. તેમના ભાષણમાં કોઇની ઉપેક્ષા નહોતી. તેમણે કહ્યું કે, ભણેલા અને ઉપલા વર્ગના માણસો સંસ્કૃત ભાષા વાપરે છે, અને આમવર્ગ પ્રાકૃતભાષા બોલે છે, તેવીજ રીતે કાવ્યમાં પિંગળના ઉપાસકો સંસ્કૃત જનતાને પહોંચી શકે અને ડિંગળના ભક્તો–ચારણો આમ જનતા સુધી પહોંચાડી શકે છે.

## આજના રાષ્ટ્રભાવી ચારણો

ચારણ એટલે રાજાઓના ખુશામતખોરજ સમજાય. પણ અહીં એ ભ્રમ ભાંગી જાય એવું હતું. રજવાડાંઓ પ્રત્યે એક પણ શબ્દ ખુશામત કે વાહ વાહનો ન મળે, એટલુંજ નહિ પણ શ્રી દૂલા ભગત અને મેરૂભા જેવા કવિઓએ તો તેમને હળવા ચાબકા માર્યા હતા, અને ચારણો તો પોતાના એ માનસ–દૂષણને હર પળે કાઢી નાખવા તૈયાર હોય એમ જણાતું હતું. તેનું સ્થાન અણીશુદ્ધ રાષ્ટ્રભાવનાએ લીધું હતું, પણ એનું વાહન તો ચારણી સાહિત્ય રહ્યું છે. એ તો દૂલા ભગતે ‘ગાંધી તારી દીકરી’ ગાઇ બતાવ્યું ત્યારે તો સહુને પ્રતીતિ થઇ.

## તેમનાં આનંદ અને ખુમારી

એ સાહિત્યના બીન ચારણી સંશોધકો અને ઉપાસકો પ્રત્યે પણ ચારણોનું પોતાના જાતભાઇ જેટલું મમત્વ બંધાતું હતું એ પણ અહીં જોવા મળ્યું.

રાજપૂતાનાના ચારણોને પણ શ્રી ઇસરદાસજી જેવા કવિ વિષે શ્રી. મેઘાણીએ પૂછેલા બારીક પ્રશ્નોથી તેમના સાહિત્યમાં આટલે સુધી બીજાઓ પણ રસ લઇ રહ્યા છે એ જોઇ તેઓ આનંદ અને ખુમારી અનુભવતા હતા અને એ સાથે સહુ ચારણો વીખરાયા.

**—‘ફુલછાબ’ના ખાસ ખબરપત્રી તરફથી.**

(‘ફુલછાબ’ તા. ૨૭–૫–૩૮ ના અંકમાંથી ઉધૃત)

# [૪] શારદા પુત્રોનું સંમેલન

**(લેખક: રા. રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા, તંત્રી ‘શારદા’)**

ચારણ ચોથો વેદ, વણ પઢિયો વાતું કરે;
ભાખે આગમ ભેદ, જેને જીભે જોગણી.

× × × ×

ચારણ, સતીને ગંગજળ, ઇંદ્ર સભા અનુમાન;
કરે કપૂરે કોગળા, શિર બ્હેકે લોબાન.

Charans are born poets; Poetry is their sacred inheritance. They have the poet in their souls and their hearts are ever green haunts of the poetie music.

Kedarnath Tewari, M.A., LL. B.

કાઠિયાવાડને આંગણે તા. ૨૧ મી મે ૧૯૩૮નો દિવસ વર્ષો સુધી યાદગાર રહેશે. એ દિવસે કાઠિયાવાડના પાટનગર રૂપે ઓળખાતા રાજકોટમાં શ્રી અખિલ ભારતીય ચારણ સંમેલનની બેઠક ઠાકૂર શ્રી કેસરીસિંહજી જેવા સમર્થ ચારણના અધ્યક્ષસ્થાને મળી હતી. અખિલ ભારતીય ચારણ સંમેલનનું આ પાંચમું અધિવેશન ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ અને મારવાડના સંસ્કારી ચારણોની હાજરીથી સહુ કોઇનું લક્ષ્ય ખેંચતું હતું. આ સંમેલનનું પ્રથમ અધિવેશન પુષ્કરરાજમાં, બીજું દેશણોકમાં, ત્રીજું પુષ્કરરાજમાં અને ચોથું જોધપુરમાં મળેલ. જોધપૂરના એ સંમેલનમાં કાઠીઆવાડ તરફથી કાઠિઆવાડી ચારણોના પ્રાણસમા શ્રી પિંગળશીભાઇ પાયક, શ્રી ગઢવી મેરૂભા મેઘાણંદ તથા શ્રી ખેતસિંહજીએ આમંત્રણ આપેલ. એ આમંત્રણ આપનારાઓને પણ આ અધિવેશન આટલું બધું સફળ થશે, એમ એ વખતે લાગતું નહોતું. પણ તા-૨૧-૨૨-૨૩ એ ત્રણ દિવસો કાઠિઆવાડના ચારણો માટે અભિનંદનીય હતા, એટલુંજ નહિ પણ રાજકોટની જનતાને એ દિવસો સદૈવ યાદ રહેશે. સંમેલનો તો રાજકોટને આંગણે ઘણાય ભરાય છે અને ભરાશે, પણ શારદા પુત્રોનું આ સંમેલન તો કાઠિઆવાડને આંગણે એક ભવ્ય પ્રસંગ હતો. ચારણોની જન્મભૂમિ મારવાડ. મારવાડથી તેઓ કચ્છમાં આવ્યા અને ભૂજની વ્રજભાષાની પાઠશાળા એમની જ્ઞાનદાત્રી સંસ્થા બની, એટલે એની જ્ઞાનભૂમિ કચ્છ બન્યું.* કચ્છમાંથી જામ રાવળના વખતથી ચારણો કાઠિઆવાડમાં આવ્યા; અને કાઠિઆવાડના એ ઇતિહાસ પ્રસિદ્ધ જાડેજા રાજવીએ, એ શારદા પુત્રોને સન્માન્યા એટલે કાઠિઆવાડ એમની વસવાટ ભૂમિ બની. આજે ગાંધીજીના યુગમાં ગુજરાત ચારણોને સાંભળવા આતુર બન્યું છે. અને મારા છેલ્લા પંદર વર્ષના અનુભવ પરથી હું કહી શકું છું કે, ચારણી સાહિત્યે ગુજરાતનાં શિષ્ટ ગણાતાં નરનારીઓને પણ મુગ્ધ કરેલ છે. આજે ગુજરાત એ રીતે ચારણોને સત્કારે છે એટલે ગુજરાત એ ચારણોની નવી સત્કારભૂમી બનેલ છે.

---

* અહીં લેખક મહાશયની ભૂલ થાય છે. તેલંગ દેશનો વસવાટ મૂકયા પછી ચારણોએ સર્વપ્રથમ સૌરાષ્ટ્ર દેશને પોતાની નિવાસ ભૂમિ બનાવ્યાનો ઉલ્લેખ મળે છે, અને તેથીજ રાજપૂતાનામાં આજેય કાઠિયાવાડને 'ચારણો રો પીહર' નામથી પૂજ્યભાવે સંભારવામાં આવે છે. વિક્રમની આઠમી સદીમાં ચારણ જાતિમાં પ્રધાન આરાધ્યા દેવી આવડ (ઉબ્બટ) નો જન્મ થયો. એ દેવીએ પોતાનું નિવાસસ્થાન રાજપૂતાના અને સિંધની સીમાપર બનાવ્યું હતું, તેથી સૌરાષ્ટ્ર તેમજ તેની આસપાસના પ્રદેશમાં વીખારાયેલી ચારણ જાતિએ એ મહાશક્તિના પ્રભાવથી પ્રભાવિત બની રાજપૂતાના પ્રદેશના પશ્ચિમી ભાગમાં પોતાનો વસવાટ કર્યો. અને ત્યાંથી પાછી આ જાતિ ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છમાં આવી. એ રીતે રાવળ જામની પૂર્વે પણ કાઠિયાવાડમાં ચારણોના વસવાટના ઘણા દાખલા મળી આવે છે. ભૂજની પાઠશાળા તો ફકત દોઢસો વર્ષ પૂર્વે સ્થાપિત થયેલી છે, અને તે ગુજરાત, કાઠિયાવાડ તેમજ કચ્છ પૂરતીજ જ્ઞાનદાત્રી સંસ્થા રહી છે. રાજપૂતાના ને તેમાં સમ્મિલિત કરી શકાય નહિ. એ દેશમાંનાજ જોધપુરના કનકકુશળ નામે ગોરજીએ ભૂજની પાઠશાળા સ્થાપી હતી. એટલે કે રાજપૂતાનાના ચારણોને તો તેમના દેશમાં જ સાહિત્ય જ્ઞાન મેળવવાની સદાયથી સવડ રહી છે.

—તંત્રી, ગુજરાતી વિભાગ

દેશના કેટલાયે આગેવાન નેતાઓએ મારી પાસે એક માગણી કરી છે કે ગઢવી મેઘાણંદભાઈ, કવિશ્રી દૂલાભાઈ કાગ તથા ગઢવી મેરૂભા જેવા ચારણો ગુજરાતને ગામડે ગામડે ફરી રામકથાની પરબો ગામે ગામ માંડે તો ગુજરાતની રાષ્ટ્રભાવના જે આજે છે એથી વિશેષ જરૂર જાગૃત બને.

એવા ચારણોની હું શોધમાંજ રહું છું, અને આજે જ્યારે આ અખિલ ભારતીય ચારણ સંમેલનમાં કવિ દૂલાભાઈ તથા ગઢવી મેરૂભાની બેલડીએ 'માતાજીની નોબતુ વાગે છે, એ ગીતને ચડાવ્યું ત્યારે ચારણોએ પ્રાચીનકાળમાં દેશની જે સેવા સાધી છે એમાં આ નવયુગમાં આવી ચારણ બેલડીઓ રાષ્ટ્રની સેવા સાધી ચારણ જ્ઞાતિને ઉજ્જવળ બનાવશે એ મારાં સ્વપ્નાંઓ સાચાં પડતાં લાગ્યાં.

રાજદરબારના એ કવિઓ આજે લોક દરબાર જગાવી રહ્યા છે, નવયુગની પ્રેરણાની ઝડી એમની ઝમકદાર ભાષા અને જોરદાર વાણીમાં વરસાવી રહ્યા છે. એને માટે શબ્દોનાં વર્ણનો અધૂરાં છે. એતો લોકોએ સાંભળવું જોઇએ.

અખિલ ભારતીય ચારણ સંમેલનમાં કેટલીક વિશિષ્ટતાઓ હતી. એમાં ખાસ કરીને રાજપૂતાનાના ચારણ બંધુઓનું જ્યારે મારી સાથે મિલન થયું; ત્યારે એક વિશિષ્ટતા પહેલીજ વખત જીવનમાં અનુભવી. ચારણો ઊંચી કેળવણી લઇ આગળ વધે એ જોવાનો અભિલાષ તો મને વર્ષોથી છે. પણ **ચારણ** ચારણ ન મટે એ જોવા માટે હું આતુર રહું છું. મારવાડના શિક્ષિત ચારણ ભાઇઓને જોયા તો એમાં આજની ઉંચી કેળવણીની જ્ઞાનગંગા અને ચારણોની ચારણ તરીકે વિશિષ્ટતાઓની રસગંગાના સંગમ જોઇ મારી આંખો ઠરી છે.

મારવાડ અને રજપૂતાના મળી લગભગ સત્તર ચારણો આજે ગ્રેજ્યુએટ છે. એમાંના ચાર બી. એ. એમ. એ. એલ એલ. બી. ચારણો રાજકોટના આ સંમેલનમાં ભાગ લેવા આવ્યા હતા. ચારેની પ્રતિભા, ચારેનો જ્ઞાતિપ્રેમ, ચારેની કવિતા અને ચારેની સાહિત્ય ભક્તિ અનુભવવાની આવી સુંદર તક મને પહેલીજવાર સાંપડી.

શ્રી સત્યદેવ આઢા, બી. એ. એલ. એલ. બી. મારવાડના ગામ પાંચેટિયાના મૂળ રહીશ છે. ૨૩ વર્ષની ઊંમર છે. પતિયાળા રાજ્યના માનીતા ઇતિહાસકારક ઠાકુર શ્રી કિશોરસિંહજીની સલાહથી આજે તેઓજ "પશ્ચિમ ભારતના ઇતિહાસમાં ચારણોનું સ્થાન" એ વિષે હિંદુ વિશ્વ વિદ્યાલયની એમ. એ. ની ડિગ્રી માટે **થીસીસ** લખી રહેલ છે. અકબરના જમાનામાં પ્રસિદ્ધ રાષ્ટ્રીય શાયર તરીકે પંકાયેલ કવિ **દૂરસાજી** આઢાની બારમી પેઢીએ તેઓ થાય છે. એમના પિતા મારવાડના પ્રસિદ્ધ કવિ ઠાકુર શ્રી શંકરદાનજી આઢા અખિલ ભારતીય ચારણ સંમેલનના એક સભાપતિ હતા. એમના આ સત્પુત્ર સત્યદેવજી આઢા કાશીમાં રાજસ્થાન એસોસીએશનના મંત્રી છે.

શ્રી જયકર્ણજી બારહઠ, બી. એ. એલ. એલ. બી. એડવોકેટ મારવાડમાં સોજત ગામે વકીલાત કરે છે. એમના પિતા શ્રી શક્તિદાનજી બારહઠ ચારણ જાતિમાં સંસ્કૃતના અદ્વિતીય વિદ્વાન તથા કવિ તરીકે પ્રસિદ્ધ હતા. શ્રી જયકર્ણજીની ઉમર ૩૦ વર્ષની છે, જાગીરદાર છે, વકીલાત કરે છે અને કવિતાને પણ આરાધે છે.

શ્રી આઇદાનજી બારહઠ બી. એ. એલ એલ. બી. હિંદુ વિશ્વ વિદ્યાલયના પહેલા વર્ગમાં આવેલ છે. જોધપુરમાં આજે ન્યાયાધીશ છે. મારવાડ જાગીરદાર સભાના તથા મારવાડ

પ્રાંતીય ચારણ સભાના મંત્રી છે. ૨૬ વર્ષના એ જુવાને કોલેજની કારકીર્દીમાં પણ જાહેર સંસ્થાઓના મંત્રી તરીકે નામના મેળવેલ છે.

શ્રી શુભકર્ણજી કવિયા એમ. એ., એલ એલ. બી. હિંદીના પહેલા એમ. એ. છે, એલ. એલ. બી. માં ફર્સ્ટ ક્લાસ તથા એમ. એ. માં સેકંડ ક્લાસમાં આવેલ છે. 'ડિંગલ સાહિત્યમાં ભક્તિ કાવ્ય' એ થીસીસ એમણે એમ. એ. માં લખી હતી. હિંદુ યુનિવર્સિટીના રિસર્ચ સ્કોલર તરીકે એમનું નામ સુપ્રસિદ્ધ છે. ૨૪ વર્ષની એમની ઉંમર છે. કવિતા લખે છે અને બોલવાની ઢબ પણ સારી છે. અખિલ ભારતીય ચારણ સંમેલનના તેઓ સહકારી મંત્રી છે. ઉત્સાહી અને યુવાનીને શોભાવનારા છે.

આ ઉપરાંત બીજા પાંચ એલ એલ. બી. અને સાત ગ્રેજ્યુએટો મારવાડમાં છે. એમનો પરિચય સાધવાના પણ અભિલાષ છે. આ બધા ભાઇઓને પચાસ હજારથી માંડીને નાની રકમની જાગીરો છે. મારવાડનાં લગભગ ૩૦૦ ગામોમાં કુલ પાંચ લાખની ઉપજ ચારણોને મળે છે. મારવાડમાં ચારણોની વસ્તી પંદર હજારની છે; પણ એ લોકોમાં ભાગ્યેજ કોઇ ચારણ માગે છે. માગવું એ એમના શબ્દકોષમાં નથી. ચારણને માગણ તરીકે ઓળખનારાઓ ચારણ જાતિને પિછાનતાજ નથી એમ કહી શકાય. કમનસીબે કાઠિયાવાડ–ગુજરાતમાં ચારણોમાંના કેટલાકો પોતાપણું ભૂલ્યા એટલે આજે એની માગણમાં ગણત્રી થઈ. ચારણોને તો રાજાઓ ગામ ગીરાસ આપતા અને શ્રીમંતો એની વિદ્યાને પોષતા. ચારણોની એ ઉંચી સ્થિતિનો ખ્યાલ મારવાડના ચારણો આજે આપી શકે છે.

આ સંમેલનની વિશિષ્ટતાઓમા રાજકોટની ધર્મેંદ્રસિંહજી કોલેજના મુખ્ય આચાર્ય શ્રી. ટી. એન. દવેનાં ચારણોની ઉત્પતિ અને સ્થિતિ વિષેનાં વિદ્વતાભર્યાં ભાષણો મુખ્ય સ્થાન લઇ જાય છે. જૂનાગઢના માજી પોલીસ સુપ્રી. નીરતા વરેલા શ્રી છેલશંકરભાઇ દવે, શ્રી ઝવેરચંદ મેઘાણી, શ્રી ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ અને માસ્તર વસંત વગેરેનાં પ્રવચનો, કાવ્યો અને સંગીત પણ આ સંમેલનની ઉપયોગિતામાં વધારો કરતાં હતાં.

ખાસ કરીને બે દિવસ સુધી રાત્રે ડાયરાની જામેલી રમઝટ. તેમાંય કવિશ્રી દુલાભાઇ તથા ગઢવી મેરૂભા, શ્રી મેઘાણીની અને કવિશ્રી ત્રિભુવન વ્યાસ તથા માસ્તર વસંતની પ્રસાદી તો રાજકોટ વર્ષો સુધી યાદ કરશે.

આ સંમેલને કાઠિયાવાડ, ગુજરાત, કચ્છ અને મારવાડના ચારણોને સંગઠિત બનાવ્યા છે. ચારણ જ્ઞાતિના કેટલાક સામાજીક રિવાજો પણ સુધારણા માગે છે. આ સંમેલને સાહિત્યની ચર્ચા સાથે સમાજ સુધારણાનો પણ પ્રબંધ રચ્યો છે.

ઠરાવોમાં 'ચારણ' ત્રૈમાસિક પત્ર પ્રગટ કરવાનો ઠરાવ અતિ જરૂરનો છે. ચારણો વિષે સાચી સમજ જનસમૂહને આપવા માટે આવા પત્રની જરૂરિયાત છે. મહાગુજરાત ચારણી સાહિત્ય અને ચારણોમાં રસ લેતું થયું છે, એવે વખતે આવું પત્ર જરૂર આવકારદાયક થઇ પડશે.

આ સંમેલનના અધ્યક્ષ ઠાકુર શ્રી કેસરીસિંહજી એક રાષ્ટ્રીય ચારણ તરીકે મશહૂર છે. એમના નેતૃત્ત્વ નીચે ચારણો રાષ્ટ્રધર્મને સ્વીકારે એવા અભિલાષ આજે સહુ કોઇ સેવે છે.

**—'શારદા' જુન ૧૯૩૮ માંથી ઉધ્ધૃત**



ગઇ તા. ૨૧-૨૨-૨૩ એ ત્રણ દિવસો રાજકોટ માટે સદૈવ સ્મરણમાં રહે તેવા નોંધવા જેવા હતા. એ દિવસોમાં અખિલ ભારતીય ચારણ સંમેલનનું પંચમ અધિવેશન ભરાયું હતું: જેમાં કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, મારવાડ અને રજપૂતાનાના સરસ્વતી પુત્રો-સાચા ચારણો એકઠા થયા હતા. આ સંમેલનને કાઠિયાવાડમાં લાવવાનું માન સ્વાગત પ્રમુખ શ્રી રામદાનજી ટાપરિયા, શ્રી કારણભાઇ મહેડુ, લીંબડીવાળા શ્રી શંકરદાનભાઇ, શ્રી દૂલાભાઈ કાગ, શ્રી પિંગશીભાઈ પાયક, શ્રી મેરૂભા મેઘાણંદ એ સર્વ કાઠિયાવાડના આગેવાન શારદા પુત્રોને ફાળે જાય છે. અને એ સંમેલનની યશસ્વી વ્યવસ્થા કરવાનો યશ પણ એ જ સોરઠી શાયરોનેજ છે. એ સોરઠી કવિઓ કાઠિયાવાડનું પરમ ધન છે. એમણે અખિલ ભારતના ચારણોને કાઠિયાવાડમાં નોતરી સાચા ચારણી સંસ્કારનાં દર્શન સહુને કરાવ્યાં છે. એટલુંજ નહિ પણ ચારણો એટલે 'ખુશામતખોર' એ આક્ષેપ મૂકનારાઓ ખોટા છે, એ સિદ્ધ કરી બતાવ્યું છે. જેણે જેણે આ સંમેલનમાં હાજરી આપી છે એ અમારી સાથે પોતાનો સૂર પુરાવી જરૂર કહેશે કે, ચારણોમાં યુગ કવિ, રાષ્ટ્ર કવિ થઇ શકે તેવા સમર્થ શારદા પુત્રો છેજ.

'શારદા'ના તંત્રી મહાશયની વિચારનોંધ. 'શારદા' જુન ૧૯૩૮.

---

# સાહિત્ય અને જાતિ સેવાનો તપસ્વી.

લેખક:—શ્રી જીવણલાલ નાથાભાઇ વરસડા, ભાદરવા.

સરસ્વતી, લક્ષ્મી અને ઉચ્ચ અધિકાર જેમની સેવામાં હાજર હતાં છતાં જેઓ સ્વાર્થનું માયાવી પૂતળું બન્યા નહોતા : જેમણે **सा विद्या या विमुक्तये** ના મંત્રો ઝીલી સાત્વિક ત્યાગ અને આત્મ સમર્પણ ધર્મ અદા કર્યો હતો : જેઓ પ્રારબ્ધ તેમજ સ્વપુરૂષાર્થથી પ્રાપ્ત થએલ જીવનનાં મીઠાં ફળો બીજાઓને વહેંચી શ્રેયસના ભાગીદાર થયા હતા : એટલુંજ નહિ, જેમણે પોતાના દેશ અને જાતિ બંધુઓના કલ્યાણ માટે-સ્વામિ ધર્મ માટે-સ્વ સંસ્કૃતિના સર્વનાશને અટકાવવાને માટે-રાષ્ટ્રની બલિવેદીપર પોતાના સર્વસ્વની અને પ્રાણની આહુતિ આપી હતી : જેઓ સુખ ભોગવવાને સર્જાયા હતા છતાં રાષ્ટ્રની ઇજ્જત અને આઝાદી માટે દુઃખના પહાડ નીચે દબાયા હતા; એવા પવિત્ર પુરૂષોના વંશમાં જન્મ થવો એ પણ એક પૂર્વના પુણ્યનું પ્રબળ પ્રમાણપત્ર છે.

આવું પ્રમાણ પત્ર ધરાવનાર એક માનવંત મહેમાન બ્રહદ્ ગુજરાતને આંગણે આવવાનો હતો. તેનાં દર્શન માટે ગુજરાતની ચારણ જનતા આતુર નયને રાહ જોઇ રહી હતી. એક તરફ અખિલ ભારતીય ચારણ સંમેલનનું પંચમ અધિવેશન ગુજરાતમાં ભરાવાનું હતું. તેમાં પ્રમુખ તરીકે તેને હાજરી આપવાની હતી, બીજી બાજૂ ચારણ દેવી બહુચરાજીના પ્રશ્નની ચર્ચા માટે શ્રીમંત ગાયકવાડ સરકાર વિલાયતથી પધારે કે તેના અધ્યક્ષપણા નીચે વિદ્વાન ચારણોનું એક ડેપ્યુટેશન વડોદરામાં આવવાનું હતું એટલુંજ નહિ, ચારણ જાતિને નવ યુગના સંદેશ સાથે અતીત સ્મૃતિની યાદ આપવા માટે સંમેલનના મુખ પત્ર 'ચારણ'ને પુનર્જીવિત કરવાની પણ તે તૈયારી કરી રહ્યો હતો. સર્વ કાર્યક્રમ ગોઠવાઇ ગયો હતો. ગુજરાતના ચારણ યુવાનો પોતાના યુવક ધર્મના ઋણ અદા કરવાની ફરજ સમજી તેની સેવામાં હાજર રહેવા અધીરા બન્યા હતા; પરંતુ કાળની ગતી વિચિત્ર છે ! અચાનક એ મહા મોંઘા નર

સ્વ. ઠાકુર **કિશોરસિંહજી સૌદાનો** હૃદયની ગતિ બંધ પડી જવાથી દેહાંત થયાના માઠા સમાચાર આવ્યા ? વિજળી વેગે ઉત્સાહના વાતાવરણમાં ગમગીની છવાઇ ગઇ : મનના મનોરથ મનમાંજ રહી ગયા, વખત વીતી ગયો ! સ્વાગતને બદલે એને અંજલિ અર્પવાનો દુ:ખદ પ્રસંગ આવ્યો !

એ નર શાર્દૂલનો જન્મ વીરભૂમિ **મેવાડ** (રાજસ્થાન) માં થયો હતો, પ્રથમ અલવર સ્ટેટમાં અને છેલ્લાં પંદરેક વર્ષથી તેઓ પતિયાળા રાજ્યમાં ઇતિહાસ કાર્યાલયના અધ્યક્ષ તરીકેનું સ્થાન શોભાવતા હતા. મોટા મોટા રાજા મહારાજાઓ અને વિદ્વાનો સાથે તેઓ મૈત્રી ધરાવતા હતા. સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના શ્રેષ્ઠ જાણકાર અને કાવ્ય શાસ્ત્રના પરમ મર્મજ્ઞ વિદ્વાન તેમજ ડિંગલ, વ્રજભાષા અને ખડી બોલીના દિવ્ય પ્રતિભાસંપન્ન કવિ હતા. ઇતિહાસ એ તેમનો ખાસ વિષય હતો, ઇતિહાસના વિદ્વાનોમા તેમનું ખાસ સ્થાન હતું. લાંબા કાળની નવાજૂનીઓ તેમણે જોઇ હતી. તેમના વિચારો અને દિશા—સૂચનો અગ્નિપરીક્ષામાં સિદ્ધ થયેલ શુદ્ધ સુવર્ણ જેવાં અનુભવસિદ્ધ હતાં. રાષ્ટ્રની આઝાદી માટે તેમનો આત્મા તલસતો હતો. રાષ્ટ્રભાવથી પ્રેરિત બની કેટલાંક વર્ષ પૂર્વે તેમણે ' નવ રાજસ્થાન ' પત્રનું સફળ સંપાદન કર્યું હતું. તે વખતે તેમના વિચારો રાજાઓની બાબતમાં ઘણા કડક હતા, તેઓ વૃદ્ધ થયા હતા, પરંતુ તેમનો આત્મા ' કિશોર ' હતો. તેમનું નામ પણ ' કિશોર ' હતું અને તેમની પવિત્ર ભાવનાઓ ' કિશોરજ ' હતી. તેમની કુલીનતા માત્ર ' નામની ' ન હોતી; પરંતુ ઉદયપુરના હિંદુસૂર્ય મહારાણાના પૂર્વજોના આફત ધર્મ વખતે અડગ સાથ દેનાર, સ્વધર્મનાં કવચ પહેરી આત્મસમર્પણ ધર્મમાં તેમની સાથો સાથ બલિદાન બનનાર આહુતિ રૂપે હતી.

ધર્મરક્ષાનાં પણ લેનાર: રાષ્ટ્રની વેદી ઉપર સમિધ બનનાર કુળમાં આવો એક કિશોર જન્મે તેમાં નવાઇ શી ? કારણકે એ સૌદા કુળમાં કર્મવીર યોદ્ધાઓ, આઝાદીના પ્રેરક સંદેશાઓ આપનારા કવિઓ અને સર્વસ્વનો ભોગ આપનારા ક્રાંતિવાદીઓ તેમજ દેશભક્તો પેદા થયા છે. આજે પણ એમાંના એક પુરુષ દેશભક્ત ઠાકુર શ્રી કેસરીસિંહજી (કોટા) હયાત છે, તેઓ એ કિશોરના મોટાભાઇ થાય.

જે કુળમાં આત્મસમર્પણનો ધર્મ વહેતા જળધોધ જેવો હજુ નજરે જોવામાં આવે છે; જ્યાં દૈવી સંપત્તિના ઝરણાં સમા જ્ઞાનની તૃષા છીપાવનાર, સંસ્કૃતિની વાડીને નવપલ્લવ બનાવનાર અમર પુરૂષો આજે પણ વિદ્યમાન છે. એવા પ્રાચીન કાળના ચારણોના પ્રતિકસમા યુગજૂના ગૌરવને સાચવી રાખનાર, વિદ્યા અને સંસ્કારના ખજાના રૂપ પવિત્ર કુળમાં એ વિદ્યાધર કિશોર જન્મ્યો હતો. તેનું જીવન પણ કેવું ' કિશોર ' હતું !

આજે મૃત્યુબાદ તેનો વાસના દેહ યુવાનોના હૃદયમાં વિદ્યુતનો પ્રકાશ અર્પતો વિદ્યમાન છે. એ કર્મવીર હતો; આત્મબળ અને નિર્ભયતાની એ પ્રતિમા સમો હતો મૃત્યુનો એને ડર ન હોતો; એને પક્ષપાત અને અસત્યનો અણગમો હતો. એક અમીરને છાજે તેવું ખમીર ધરાવતો હતો; છતાં તે મોટાઇનો ઘમંડી બુરખો પહેરી ફરતો ન હોતો. વિદ્યા, લક્ષ્મી અને માન મરતબો એને વર્યાં હતાં છતાં ડોળ અને દંભીપણું એ દાખવતો નહિ.

એનું જીવન સાદાઇ અને માનવપ્રેમથી ભરપૂર હતું. વિદ્વાન હોવા છતાં તેનામાં નમ્રતા હતી. બાળક પાસેથી પણ જ્ઞાન લેવાની એને ધગશ હતી. એના મનોરથો મોટા હતા; આશાઓ ઉન્નત હતી. યુગને ઓળખવાની તેનામાં આવડત અને સમાજને દોરવાની શક્તિ હતી. એ સમાજમાં નેતા થવા માટે સરજાયો હતો. આવતા યુગને અને ભૂતકાળને જોનારી દિવ્ય પ્રતિભા એના મસ્તિષ્કમાં ભરેલી હતી. વર્તમાનનો સદુપયોગ કરવાની એની કળા આકર્ષક અને દુઃખીને દિલાસારૂપ તથા સુખીને આશાની ફૂલી ફળી વાડી સમાન હતી. જીવનથી કંટાળેલા—સમાજની ચક્કીમાં પીસાયેલા વર્ગને માટે તેને હૃદયમાં ઊંડી સહાનુભૂતિ હતી. એને ગુરૂ માનનાર વર્ગ પ્રત્યે પણ એ સમાનતાનો દાવો રાખતો હતો. યુવાનોનો એ સાચો મિત્ર અને સલાહકાર હતો. એની દ્રષ્ટિમાં ગરીબ અને તવંગરના ભેદો ન હોતા. એની આંખમાં અમિધારા હતી.

રાજાઓની સિંહાસનોની જમણી ભૂજા બની બેસનારો એ માણસ, વિદ્વાનોની સભામાં ગર્જના કરનારો એ વ્યક્તિ સ્ત્રી સમાજ અને દલિતોનાં ઊંડી હાય ભર્યાં દુઃખો સાંભળી તેને માટે ખુલ્લી દલીલો કરતાં સંકોચાતો નહિ. ત્યાં એને કુલીનતા અને વિદ્વતા વિઘ્નરૂપ નડતાં ન હોતાં; કારણકે તે સત્યનો હિમાયતી હતો; ઇશ્વરદત્ત બુદ્ધિનું અનુશીલન કરનારો હતો; તેનું ખૂન કરનારો ન હોતો. વિદ્વાન હોઇ વિદ્યાને વેચનારો ન હોતો. તેનો આત્મા ઊંઘતો ન હોતો—જાગૃત હતો. તેના પરિચયમાં આવનાર સર્વને તે જગાડતો હતો—વ્યક્તિસ્વાતંત્ર્યનાં મૂલ્ય સમજાવતો હતો. એ સત્ય જ્ઞાન અને શુદ્ધ પ્રેમ ઉપર 'પાગલ' બનનારો બુઢો 'બાર્હસ્પત્ય' હતો.

એની મનોકામના ઇશ્વરે આપેલી શક્તિના સદુપયોગ દ્વારા સંસારમાં રહી કર્મયોગ સાધક શ્રેયસ્ને પંથે દોરનારી હતી. સમાજની મુક્તિમાં પોતાની મુક્તિ એ જ્ઞાનવૃદ્ધ કિશોર ઇચ્છતો હતો. સંસારના સળગતા પ્રશ્નો પ્રત્યે ઉદાસીનતા સેવી ઇશ્વરના દરબારમાં પોતાના માટેજ મુક્તિનો ચેક વટાવવા આગળ દોડનારાઓમાંનો તે ન હોતો. તેને વિમાનમાં બેસી ઝટ ઊડી જવાનો મોહ ન હોતો; કારણકે તેને કર્મયોગના નાવમાં બેસી નિષ્કામ સુકાની બની સહુની સાથે પોતાનો ન્યાય માગવો હતો. એકલી મુક્તિ એને ખપતી ન હોતી. એને તો શ્રેષ્ઠ કિશોર બની **वसुधैव कुटुंबकम्** ના આદર્શો સિદ્ધ કરવાના લડકોડ હતા. **सर्वभूत हितेरताः** નો એ પ્રચારક હતો. એ સિદ્ધ ન હોતો પણ **आत्मवत् सर्वभूतेषु** ની ભાવના જીવનમાં ઉતારી વ્યાવહારિક વેદાંતના પાઠો સમાજને ભણાવનાર આદર્શ સદ્ગૃહસ્થ હતો. એના સ્વર્ગવાસથી આજે રાજસ્થાનની વીરભૂમિએ એક નરરત્ન અને ચારણ જાતિએ પોતાનો યુગ પુરૂષ ગુમાવ્યો છે ! પાર્થિવ શરીરનો ત્યાગ કરી આપણી પાસેથી એ તેજોમય પ્રદેશની લાંબી મુસાફરીએ ગયો છે ! સમય ધર્મ સમજી એણે જન્મ દઇને જેનું અગિયાર માસનું બચપણ પણ '**होन हार बिरवानके होत चिकने पात**' ની પેઠે દીપાવ્યું હતું; અને એને દસ વર્ષની લાંબી ઊંઘ લેવા દીધા પછી જાગૃત કરી ઉછેરવાના વધુ લાડકોડ હતા, તે '**चारण**' ના પુનર્જાગરણ પ્રસંગે—તેના પ્રથમાંકમાં તેના એ સ્વર્ગગત જનકને અંજલિ અર્પી પરમાત્મા એ દિવ્યાત્માને વધુ દિવ્ય તેજ અને શાંતિ બક્ષો એવી પ્રાર્થના પૂર્વક વિરમું છું.

# બિરદાળીનાં સંતાનોની બિરદાવલિ

[અમદાવાદના શ્રી ગુજરાત બ્રહ્મભટ્ટ વિદ્યોત્તેજક મંડળે ગુજરાતી ભાષાના આધુનિક મહાકવિ શ્રી નાનાલાલ દલપતરામ એમ. એ. નો મણિમહોત્સવ ગયે વર્ષે તા-૧૩-૪-૩૮ ના દિને ઉજવ્યો હતો. તે પ્રસંગે ઉકત કવિ શ્રી એ બ્રહ્મભટ્ટ કોમને ઉદ્દેશીને નીચેનું વ્યાખ્યાન આપ્યું હતું. તેમાં તેમણે બ્રહ્મભટ્ટ અને ચારણ કોમને એક મગની બે ફાડ સમજીને પોતાના પ્રેરક વિચાર દર્શાવ્યા હોવાથી તે વ્યાખ્યાન ચારણોને પણ ઉપયોગી છે. અને તેથી તેને અત્રે આપવું અમે ઉચિત સમજીએ છીએ. તંત્રી, ગુજરાતી વિભાગ]

તમારી ઉમદા ખાનદાની ઈતિહાસ-ઉતરેલી છે. તમારૂં ખાનદાન કિયું? સિંહાસનની છત્રછાયામાં તમારા વાસ હતા. સંધિ-વિગ્રહના તમે રાજદૂત હતા. બહારવટિયાઓના ને રાજા મહારાજાઓનાં જમાની ખત તમે લખતા ને જમાન તમે થતા. તમ જેવા સિંહના જમાન જગત-ઇતિહાસે શોધ્યા કોણ કોણ જડશે? તમારી બિરદાવલિએ સમશેરોનાં જુમરો ઝળહળતાં; તમારા બોલ-બાણે મુગટધારીઓ થરથરતા. તમારો સિંધુડો ગવાતો ને કેસરીઓ કેસરિયાં કરતા. રાજવટના માળી ને સિંહના ખેલાડી તમે હતા. ક્ષત્રિયોનાં કેસરિયાંથી ને ક્ષત્રાણીઓનાં જોહરથી તમારો ઇતિહાસ આલેખાયેલો છે.

તમારા ગોત્ર-પ્રવરની નામાવલિનો ખેરખો ફેરવે એનાયે હૈયાનાં પાણી ઉછાળે ચડે: પૃથ્વીરાજ ચોહાણના ચંદ બિરદાઇ, જોધાણનાથના કરણીદાનજી[1], મહારાણા પ્રતાપના દર્શાજી આઢા[2], રાણા રાજસિંહના મહાદષ્ટિ રાજકવિ[3], શિવાજીના ભૂખણ: એક એક નામોચ્ચારે હૈયામાં કવિતાના ફુવારા ફૂટે. રાજવીઓની રાજવટના ઇતિહાસ એ તમ દેવીપુત્રોના ઇતિહાસ. રાજવટ ને વીર કવિતા તમારા આંગણાં ને તુલસી કયારે રમતાં.

આપણી સંસાર વ્યવસ્થામાં ત્યારે કવિનું સ્થાન શું હતું?

એ સંસાર શાસ્ત્રના પ્રશ્નનો ઉત્તર આપના ઇતિહાસો આપે છે. સંયુકતાના સ્વયંવરમાં ચંદ બારોટના ચંબૂદાર થઇને દિલ્લીપતિ પૃથ્વીરાજ ગયા હતા. કરણીદાનજીને હાથી હોદ્દે બીરાજાવીને એક પ્રહરભર જોધાણનાથે આગળ ઘોડેસ્વારી કીધી હતી. દર્શાજી આઢાએ અકબરશાહના રાજદરબારમાં મહારાણાની પાઘને નમણું નહોતું દીધું. ભૂખણે શિવરાજબાવની લલકારીને શૂરવીર શિવાજીને પણ શૂરાતન પાયું હતું. મહારાણા રાજસિંહના રાજકવિએ રાજનીતિનિપુણ મહારાણાને યે રાજનીતિ સદ્‌બોધી હતી. કલ્યાણીમાં ભુવનાદિત્યના રાજદરબારમાં જયશિખરીના રાજકવિ શંકર બારોટે ગુજરાતને પૃથ્વીનો પારસમણિ કહ્યો હતો. અષ્ટ પ્રધાનમંડળમાંના રાજકવિ એક હતા, ત્યારે કવિ હતા રાજયનું અંગ ને સિંહાસનનો પાયો.

પાટણ, મૂળી[1], દેવરાસણ[2], વિજાપુર, નડિયાદમાં તમારા કવિ નિવાસ હતા. ઇતિહાસનાં ખંડેરો સમાં આજ તો બધે એ જૂનવટનાં ખંડેરો છે. પણ ચિતોડનાં, કુંભલમેરનાં, ઉદયપુરનાં, દિલ્લી-આગ્રાનાં, ફતેહપુર-સિક્રીનાં શિવનેરી ને રાયગઢનાં ખંડેરો ઇતિહાસ પૂજ્ય છે એવા તમે ઇતિહાસ પૂજ્ય છો.

---

૧-૨-૩ ચારણ કવિઓ.

૧-૨ કાઠિયાવાડ-ગુજરાતમાં ચારણ જાતિના પ્રસિદ્ધ ગઢવાડાઓનાં ગામ.

અને કવિઓને છંછેડયે શું પરિણમે એના ઉત્તરો યે તમ ઇતિહાસમાં ઓછા નથી. તમ કરતાંયે અધિકો જગ જાણીતો કિસ્સો ફિરદૌસીનો છે. આજે એક હજાર વર્ષેય ફિરદૌસીનો કસીદો શાહનામાના જેટલોજ જગત્ પ્રખ્યાત છે.

પણ આપણાજ દેશે કવિવરો લોકપૂજ્ય હતા કે દુનિયાનાં દેશ દેશમાં? જ્યાં બુદ્ધિનાં તેજ પહોંચતાં નથી એ હૈયા ગુફાના દિશા લોકમાં, જ્યાં સૂરજનાં કિરણો પ્રવેશતાં નથી એ અગમ નિગમના અગોચર દેશમાં કવિઓ કાવ્ય વિહારે સંચરે છે. સ્વયં પરબ્રહ્મનું એક વિશેષણ કવિ છે: **कविं पुराणं अनुशासितारम्** વિ૰ જ્યાં જ્યાં માનવી હૃદય છે, ત્યાં ત્યાં એ હૃદય રાજવીનાં રાજ્ય છે. હૃદય શૂન્યો હોય એ કવિઓને ઉપહાસે. દુનિયાના દેશ દેશમાં કવિઓ પ્રજાના મુગટ મનાતા. કવિ એટલે પ્રજાની પ્રેરણા.

ગ્રીસમાં હોમરયુગથી લોક સમારંભો કવિ લલકારથી ગાજતા. ઇસ્લામી સંસ્કૃતિ કવિ મેળાવડાઓ–મુશાયરાઓથી ગૌરવવંતી હતી. ઉજ્જયિનીમાં કવિવરને પટ્ટબંધ બંધાવી, રથમાં પધરાવી, નગરીની વિજય યાત્રા કરાવીને સન્માનતા. બ્રિટનમાંનો એક દાખલો જરા વિગતેથી જોઇએ.

ગયા સૈકાનીજ વાત છે; બ્રિટનના રાજકવિ વર્ડ્ઝવર્થ કે રાજકવિ ટેનીસન, ગ્લાડસ્ટન કે વિકટોરિયાથી લોક હૈયે નીચેને પાટલે વિરાજતા નહોતા. એક સમાનો યોગ હતો ને ગ્લાડસ્ટન ને ટેનીસન એક કાંઠા આગબોટ ભાડે કરીને ગ્રેટબ્રિટનને કાંઠે કાંઠે તબિયતની શોધમાં સાગર સફરે નીકળ્યા. ફરતા ફરતા એ મહાપુરૂષો સ્કોટલેંડના ગ્લાસગો શહેરમાં જઇ ચડયા. ગ્લાસગોની જનતાએ આંગણ આવ્યા મહાપુરૂષોનો સન્માન–સમારંભ ઉજવ્યો, અને બ્રિટિશ મહારાજ્યના રાજમંત્રીને ને રાજકવિને સમાનપત્રો સમર્પ્યાં. બન્ને મહેમાનોની વતી ઉત્તર આપવાને બ્રિટિશ મહારાજ્યના મંત્રીશ્વર ઊભા થયા. જગત્–ઉથલ પાથલોના વિધાતા એ મંત્રીશ્વરે શું કહ્યું? જાવ ને વાંચો, ઇતિહાસને પાને લખેલું છે કે પચ્ચીસ–પચાસ વર્ષે ગ્લાડસ્ટનને પ્રજા ભૂલી જશે, ને પૂછશે કે ગ્લાડસ્ટન કોણ હતો, ને એણે શું કર્યું છે? પણ આ આપણા કવિવર ટેનીસન: એમના કાવ્યગ્રંથો તો અંગ્રેજી ભાષાના જીવન–તારોમાં ગૂંથાયેલા છે, અંગ્રેજી ભાષા જેટલા અમ્મર છે.

ગ્રીસ ને રોમના સામ્રાજ્યો આજ નથી; પણ ગ્રીસ રોમના કવિવરોનાં સામ્રાજ્ય હજી આથમ્યાં નથી. વિક્રમ કે હર્ષનાં ચક્રવર્તીત્વ આજે ક્યાં છે? પણ કાલિદાસનાં ને બાણનાં ચક્રવર્તીત્વ જગત્–વ્યાપેલાં છે.

રાજપુરૂષોના રાજમુગટ નાશવંત છે; કવિઓના કાવ્ય–મુગટ ચિરંજીવ છે. આજે કોણ સજીવન છે? મહમ્મદ ગિઝનવીનો રાજમુગટ કે ફિરદૌસીનો કાવ્ય–મુગટ? પૃથ્વીરાજનું દિલ્લીપતિત્વ કે ચંદનું કવિતા સ્વામિત્વ?

ઉદયાચળે ચડતી મહાપ્રજાઓ કવિ–પ્રેરણાને પ્રજા–મુગટ પહેરાવે છે.

બારોટો અને ચારણો બન્ને દેવીપુત્રો છે, મારે મન તો એક મગની બે ફાડ છે. બારોટો ને ચારણો ક્ષત્રિયવટની વાડીના માળીઓ હતા. રાજદેહના બે પાયસ્તંભ હતા. આજ માળીઓ વિના વાડીઓ સૂકાઇ ગઇ; પાયસ્તંભો પડી ગયે દેહસ્તંભ પડી ગયો.

અને તમારો કાવત–પ્રવાહ? ગંગા–પ્રવાહ સમો તમ કવિત–પ્રવાહ વહતો. હિમાદ્રિના ખડકો ઉપરથી પડતા ધોધસમો ગાજતો; કનખળ કને વનલક્ષ્મીનાં સોહાગી રૂપ ધરતો; વારા-

ણસીને ધાટે સાગર–ગંભીરો વહતો. ચંદ રાસો એટલે માત્ર વીરરસનું મહા કાવ્ય નહિ; પણ વીર–કરુણ–શૃંગાર–અદ્દ્ભુતના ઓઘ વહતું મહાકાવ્ય. સૂરદાસ, કેશવદાસ, ભૂખણ, તુલસી, મતિરામ, દર્શા આઢા,[1] કરણીદાન,[2] બ્રહ્માનંદ,[3] એ અને એવા તમારા ગ્રહો અને ઉપગ્રહો હતા. પ્રવીણસાગર તે તમશૈલીનો, મધ્યયુગના ગુજરાતનો મહાગ્રંથ. ગુજરાતી સાહિત્ય પરિષદો મળે છે ને ત્યાં મધરાતે માવદાનજી[4] સદ્દગુરૂ બ્રહ્માનંદ સ્વામીનો રેણુકી છંદ ક્યારેક લલકારે છે ત્યારે એ સાહિત્યમંડળ, સૂર્યતેજમાં ચંદ્રતેજ ઝંખવાઈ જાય એમ ઝંખવાય છે. કવિતાના જંગ જામે ત્યાં તો રસ, માધુર્ય ને પ્રસાદ હોય તે જીતે.

यही वान चोहान! राम रावन उत्थप्यो।

ઉધડકેજ એ છપ્પય ગગન ધડાકા સમો ગાજતો નથી ? ઘોડીલાની છલંગો સમા ઊછળતા ચંદના ભૂજંગપ્રયાત ને મોતીદામ નવ કવિતામાં ઝાઝા છે ?

शिवाजी न होत तो सुन्नत होत सबकी।

એવા ઇતિહાસ ગાજતા કાવ્ય બોલની કવિતા ક્યારેક તો લખાવ. કડીંગ ધુમ, કડીંગ ધુમ નિશાન ડંકો ગાજે એમ તમ કાવ્યસ્તોત્રો ગાજતાં, ને પ્રજા હૈયે ડંકા વાગતા.

कवि गंग कहै, सुनु शाह अकबर।
भाग्य छिपै न भभूत लगायो।

એવા વિધાતાના આંકડાના અક્ષરો કેટલાકે ઘુંટયા ?

घण रव पट फरर घरर पद घूघर,
रंगभर सुंदर श्याम रमे,
जिय रंगभर सुंदर श्याम रमे।

એક સદીથી ગુજરાતભરમાં ગાજતો, લાડુ બારોટ (શ્રી બ્રહ્માનંદ સ્વામી*)ના એ રેણુકીનો કવિત રણકો ગુજરાતીમાં ઊતર્યો છે ખરો ? વૈરાગ્ય પણ તમારોજ છે.

પેટ કટારી રે કે પહેરી સન્મુખ ચાલે,
સાચા શુરા રે, જેનો વેરી ઘાવ વખાણે.

सदूगुरुका वंदा ब्रह्मानंदा साच कहंदा सब हंदा. એના બોલ હૈયામાં જઈ મગદળ જેવા નથી વાગતા ?

सीत हरी दिन एक निसाचर,
लंक लई दिन ऐसोहि आयो।
एक दिना दमयंति तजी नल,
एक दिना फिरही सुख पायो॥
एक दिना वन पांडव गे अरु,
एक दिना सिर छत्र सुहायो।

---

૧–૨ ૩ ચારણ કવિઓ. ૪–કાળાવડ (જામનગર) વાળા કવિ માવદાનજી રતુ.

* સ્વામીનારાયણ સંપ્રદાયી કવિવર બ્રહ્માનંદનું પૂર્વાશ્રમનું નામ લાડૂદાનજી આસિયા હતું. તેઓ સં. ૧૮૨૮માં શિરોહી રાજ્યના ખાણગામમાં જન્મ્યા હતા. તેમનો સં. ૧૮૮૮ માં દેહાંત થયો.

सोच प्रवीन ! कछु न करो,

करतार यही विधि खेल रचायो ॥

પ્રવીણસાગરના એ સવૈયાએ આશાનાં છાંટણાં છાંટી કેટ કેટલાંને સજીવન કીધાં છે: ચેતના પાઇ છે.

તમારી કટારીએ તો રાસા શોધાવ્યા, રાસમાળા લખાવી, ગુજરાતનો ઇતિહાસ સજીવન કીધો, ફારબસને પ્રેરણા પાઇ ગુજરાતનો ટૉડ સરજ્યો.

જ્યાં સતીમાતાને સત ચડતાં, જ્યાં ક્ષત્રાણીઓ જોહર ખેલતી, જ્યાં ક્ષત્રિય જાયાઓ કેસરિયાં ઘૂમતા, ત્યાં ત્યાં દેવીના બિરદાઇઓનાં ગીત–રણશીંગડાં વાગતાં. મરણને તમે હથેળીમાં લઇ ફરતા. કસુંબો પીવો ને મૃત્યુ પીવાં તમારે સરખાં હતાં. હાહાકીરી કરવી એતો જાપાનમાં આજ પ્રત્યેક સજ્જનની સુજનતા છે.

वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि ।

વજ્રથી કઠોર ને ફૂલથી કુમળા તમે હતા. કાળના ખડકો તમે હતા. કાળની ફૂલ–વેલો યે તમે હતા. વીર ઘૂંટતા એટલો શૃંગાર ઘૂંટતા; વૈરાગ્ય ઘૂંટતા. એટલો ભક્તિરસ ઘૂંટતા. પ્રજાના સૂર્યે તમે હતા ને ચંદ્રે તમે હતા. નવખંડ સમા નવે કાવ્યરસમાં તમારી પગલીઓના પડછંદા પડતા.

—'પ્રજાબંધુ'ના તા. ૧૮–૪–૩૮ ના અંકમાંથી ઉદ્ધૃત.



# ભક્ત કવિ દૂલાભાઇ ભાયાભાઇ કાગ

લેખક: શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

ભગવત લિખિયો ભાગ, કોયલ કંઠો રદ કિયા;
થારી–કેવી વાણી કાગ ! દુનિયા વશ કી દૂલિયા !

× × ×

બોલે કોયલ બાગ, મીલ ભર્યો સુણવે મિનક;
થારી–કેવી વાણી કાગ ! દુનિયા સુણ લી દૂલિયા !

× × ×

ગૌરવ નિજ કુલકો ગહત, રખત રાષ્ટ્ર–અનુરાગ;
કૃષ્ણાર્પણ હિય કરત તૂ; કાગ ! અહો બડભાગ.

મારવાડના સુપ્રસિદ્ધ ચારણ કવિઓ: શ્રી સુમેરદાનજી વણસૂર તથા શ્રી ઇશ્વરદાનજી આસિયાએ સોરઠી શાયર ભક્ત કવિશ્રી દૂલાભાઇ ભાયાભાઇ કાગ માટે દૂહા લખતાં લખતાં

ઉપરની દિલની વાણી ઉચ્ચારી છે.* એક સમર્થ સોરઠી ચારણ કવિની પ્રશંસા એમના મારવાડના જાતભાઈઓ તરફથી આ રીતે થાય એ અનેક રીતે શોભાસ્પદ અને ગૌરવભર્યો પ્રસંગ ગણાય. હજુ હમણાંજ રાજકોટમાં મળેલા અખિલ ભારતીય ચારણ સંમેલનના પ્રસંગે મારવાડના ચારણ વિદ્વાનોએ કવિશ્રી કાગની પ્રશંસા કરતાં એમને 'કાં ઇસરા કાં પરમેશરા' એ શબ્દોથી અમર બનેલા ભક્તકવિ ઇસરદાસજીના અવતાર તરીકે ઓળખાવી સોરઠના એ સંત કવિની સાચી પિછાણ કરાવી હતી.

અને ખરેખર કવિશ્રી દૂલાભાઇ કાગની પિછાણ સમગ્ર મહાગુજરાતને થાય એ અતિ જરૂરનું છે. આજના યુગના એ સમર્થ ચારણ કવિ છે. ચારણી ભાષા પર તો એમને પ્રભુત્વ હોયજ, હિંદી અને વ્રજભાષાનાં લાલિત્ય તો એમને વરેલાંજ છે, પણ સાથે સાથે ચારણ કવિઓમાં ઝડઝમકભરી, મીઠી અને જોરદાર શૈલીમાં ગુજરાતી ભાષામાં કાવ્યો રચનાર તરીકે કવિશ્રી કાગ અજોડ અને અદ્વિતીય છે.

રાષ્ટ્રભાવનાને રંગે રંગાયલા ચારણ કવિઓ બહુજ થોડા છે. જે થોડા છે એમાં પણ સમર્થ શક્તિશાળી અને સંસ્કારી થોડા છે. એ સર્વના મુકુટમણિ તરીકે શોભતા ભક્તકવિ દૂલાભાઇ કાગ, આ યુગના સમર્થ, શક્તિશાળી અને સંસ્કારી રાષ્ટ્રીય શાયર છે.

જ્યારથી 'શારદા'માં એ સોરઠી શાયરનાં કાવ્યો પ્રગટ થવા લાગ્યાં ત્યારથી અનેક મિત્રો, સ્નેહીઓ અને 'શારદા'ના હજારો વાંચકો એ કવિની કાવ્યકલા ઉપર મુગ્ધ થયા છે. સહુ કોઇ એમની કવિતા સાંભળવા આતુર રહે છે. એટલુંજ નહિ પણ એમના પરિચયના અભિલાષ પણ કેટલાક મિત્રો સેવી રહ્યા છે.

બડભાગી ભાવનગર રાજ્યના પોર્ટ વિકટર પાસે આવેલા મજાદર ગામના એ રહીશ, સોરઠભૂમિનું એક અણમોલ રત્ન છે. જનની અને જન્મભૂમિને અમર કરનાર એ સમર્થ કવિ આજે 'ભગત'ના નામથી એમના આખાય પંથકમાં મશહુર છે. કૃષ્ણની બંસરીના સૂર સાંભળનાર ગોપાંગનાઓ જેમ એ સૂરને તાને તાને મસ્ત બનતી તેમ કવિશ્રી કાગની વાણી સાંભળનાર સદૈવ એની મસ્તીમાં રમ્યા કરે છે.

હરિપુરા કોંગ્રેસમાં આ સોરઠી શાયરને પ્રથમવાર સાંભળનાર ગુજરાતના અનેક યુવાનોને કવિશ્રી કાગની વાણીમાં મેં મસ્ત થતા જોયા છે. હરિપુરાની વ્યાસપીઠ પરથી જ્યારે આ દેવીપુત્રે 'દેશ જો જો ગાંધીજીની દીકરી' એ ગીત સંભળાવ્યું, ત્યારે હજારો ગુજરાતીઓ અને ગુજરાતણો એ ગીતને ચરણે ચરણે મુગ્ધ થતાં ગયાં. અને એ પછી જ્યારે કવિએ 'મોભીડો' નામક મહાત્માજીની પિછાણ આપતું કાવ્ય જમાવ્યું ત્યારે તો આખીયે મેદની એને તાલે તાલે કંઇ અજબ દર્શન, અજબ મસ્તી અને અજબ ઉત્સાહને હેલે ચડી હતી. જે

---

* રાજપૂતાનાના આધુનિક સમર્થ કવિ ઠાકુર શ્રી. કેસરીસિંહજી સોદા ( સોન્યાણા ) એ પણ શ્રી. દૂલાભાઇની કવિતાની પ્રશંસા કરતાં કહ્યું છે:

સુંદર રચના હે સરસ, તેસેઇ ઉત્તમ છંદ;
કવિતા દૂલા ભગતકી, સોનો ઔર સુગંધ.

—તંત્રી, ગુજરાતી વિભાગ.

કાવ્યમાં સાચી કવિતા હોય એમાં કેવી અને કેટલી તાકાત હોય છે, એ આ 'મોભીડા'ના કાવ્યમાં એ સોરઠી શાયરે સિદ્ધ કરી બતાવ્યું છે.

'શારદા'ના જુન અંકમાં પ્રગટ થયેલ 'લાડકડો વર' નામક કવિના ગીતે તો કમાલ કરી છે. એમાં સ્વતંત્રતા સુંદરીને વરવા માટે કેટલાય વરરાજા માંડવે જઈને પાછા ફરે છે. કારણ કે એ વરરાજાના સામૈયામાં ફૂલની શૈય્યા નહોતી, આસોપાલવનાં તોરણ નહોતાં; પોંખણામાં મીઠડી સાસુના ગૌરવર્ણા હાથ નહોતા, પણ કવિ ગાય છે તેમ :

એને પોંખણ કાળ તણા ગણ છે,
એનો માંડવડો એ મહા રણ છે;
તલવારો તણાં એને તોરણ છે.

ઉપરાંત કવિ જ્યારે આગળ વધીને કહે છે કે, એ વરરાજાએ કન્યાને માંડવે જઈ—

દિન રાત ધખેલ હતી તપતી,
એણે કૈંક નમાવી દીધા નૃપતી;
એવી નાળ જંજાળ કરાળ હતી.

ભયકાર મુખે વિકરાળ હતી;
ઝગતી જમ આંખ શી જામગરી;
એવી તોપને મોઢડે બાથ ભરી,
પછી હાકલ દાગવાની કરી.

તોપને મોઢે બાથ ભરીને પછી 'હાકલ દાગવવાની કરી' આ શબ્દોમાં કવિએ મહાત્માજીની અહિંસા એ સાચી વીરતા છે, એ સરસ રીતે સાબીત કરી આપ્યું છે.

કવિ શ્રી કાગે 'ભ્રેમંડ ડોલે' નામક એક કાવ્ય હમણાં લખ્યું છે: આજે દેશની દુર્દશાની વાત કોઈ પૂછે તો કહેનારના દાઝેલા દિલમાં કેટલું દુઃખ છે, એનો સાચો ચિતાર આ સોરઠી શાયરે આપ્યો છે, તેવો હાલના કોઈ કવિએ આપણને આપ્યો નથી: કવિતામાં રસ અને કલાની જમાવટ ત્યારે થાય કે જ્યારે કવિનું દિલ એ કવિતામાં દ્રવે. આ કાવ્યમાં કવિનું દિલ દ્રવતું દેખાય છે.

## ભ્રેમંડ ડોલે.

ન પૂછો કોઈ દાઝેલાંઉંની વાતું,
વાતડીએ ભ્રેમંડ ડોલેરે.
મારી વાતડીયું ધરણી જો સાંભળે,
એની હૈયુંના ડુંગરા ડોલે;
વાતડીએ ભ્રેમંડ ડોલેરે.

મારી વાતડીયું ચાંદો જો સાંભળે;
એના તનડાની ટાઢકું ત્યાગે;
વાતડીએ બ્રેમંડ ડોલેરે.

મારી વાતડીયું વનરાયું સાંભળે,
એનાં ખીલેલાં ફુલ ખરી જાસે;
વાતડીએ બ્રેમંડ ડોલે.

મારી વાતડીયું દરિયો જો સાંભળે,
એની મોટાઈની માઝા મૂકે;
વાતડીએ બ્રેમંડ ડાલેરે.

મારી વાતડીયું હેમાળો સાંભળે,
એ હેમાળો ઓગળીને હાલે;
વાતડીએ બ્રેમંડ ડોલેરે.

મારી વાતડીયું દેવળજો સાંભળે
એ દેવળનો દેવ ભાગી નાસે;
વાતડીએ બ્રેમંડ ડોલેરે.

તાત્પર્ય કે સાચી કવિતાનું દર્શન કરાવવામાં કવિ શ્રી કાગ એક સફળ કવિ તરીકે અગ્રસ્થાને છે.

કવિમા લે'ર અને મસ્તી હોય એ રીતે કવિ શ્રી કાગની કવિતાઓ જુદા જુદા પ્રકારમાં અજબ સફળતા મેળવી જાય છે.

દાખલા તરીકે કવિશ્રી 'મનખડાં મેળે' નામક ગીત અતિ ભાવથી આલેખતાં ગાય છે કે:

હાલો હાલો માનવીયું મેળે,
મેળામાં મારાં મનડાં માનેલ છે.

ઈરે મેળામાં કોઈ આંટિયાંળી પાઘડી,
એના ઓડિયાંના ઠાઠપર તનડાં ઓવારિ;
મારાં મનડાં નીચોવું—માનવીયુ મેળે.

ઈરે મેળામાં કેંક ઘૂમાવે ધોડલાં,
એના ડાખલાના તાલ મારાં હૈડાં હરાવે;
મારાં મનડાં નચાવે—માનવીયું મેળે.

હીરે મેળામાં કૈંક પાવાની જોડ છે,
એના પાવાના સાદ બહુ મીઠા;
વરસ દિ'એ દીઠા—માનવીયું મેળે.

કવિશ્રી પ્રાસંગિક ગીતોમાં પણ વસ્તુને અચ્છો ઇન્સાફ આપી શકે છે. દાખલા તરીકે, કવિશ્રી એ ' શ્રી દિલહરકુંવરબા ' વિષે હમણાં એક ગીત લખ્યું છે. વાત એવી છે કે વાંસદાના ફટાયાને વાવડીવાળા શ્રી વજુભા ગોહિલનાં કુંવરી શ્રી દિલહરકુંવરબા આપ્યાં હતાં. પોતાના પતિદેવ ગુજરી જવાથી અન્ન જળનો ત્યાગ કરી વીસેક દિવસે બાવીસ વરસની ઉંમરે એ બહેને શરીર છોડી દીધું. કવિ શ્રી એ વિષે ગાય છે કેઃ

દેવી દિલહરકુંવરબા રે વરી એને કાજ મરી,
પતિ પરલોક જાતાંરે, કાયા કુરબાન કરી—ટેક.
એને ભૂષણ વીંછીના ભાર થયા,
એને ભોગ ભયંકર રોગ થયા;
એને મે'લ રંગેલ મસાણ થયા.
અબધૂતણ બેઠીરે, મસાણુંમાં મે'લ કરી—દેવી૦
એનો આતમ—સ્વામી જ્યાં ઉડી ગયો,
એનો ક્યાંય ન જીવડો થીર થયો;
એને સઘળો સંસારિડો શાપ થયો.
એનો ચૂડો અડીખંમ રે, ઉતરવા મનાઈ કરી—દેવી૦
છેલ્લી સાથરી નાથ તણી સંઘરી,
ધીંગી ધરણી[1] માતા સામે રોષ ધરી;
વજમાલ ગોહિલ તણી કુંવરી.
સ્વામી—બાળણહાર[2]નુંરે રાંધેલું હરામ કરી—દેવી૦
દુઃખી દેખી દિલે દુઃખીયારી થતી,
રંગમે'લ હતી હસતી રમતી;
બીજે દિને થોડી એની ખાખ હતી.
વિધવા પણ—સાગર[3]રે ગઇ એની નાવ[4] તરી—દેવી૦

---

૧—પોતાના પતિના શબને સંઘરનારી ધરતી (વાંસદા) નો ત્યાગ કર્યો. ૨—ભાવ એવો છે કે, જે અગ્નિએ પોતાના પતિને બાળી દીધો તે અગ્નિ વડે રાંધેલું હરામ કર્યું. ૩—વૈધવ્ય રૂપી સમુદ્ર. ૪—જીવન રૂપી નાવડી.

આ પ્રકારે કવિશ્રી, જીવનના જુદા જુદા ક્ષેત્રમાં અજબ રસ જમાવી શકે છે. રાજકારણ, સંસાર, વીર–શૃંગાર–ભક્તિ : એ સર્વમાં કવિની કૃતિ જુદી રીતે ખીલી ઉઠે છે. કવિશ્રીનો આખોય ભંડાર અણમૂલ રત્નોથી ભરેલો છે.

કવિશ્રી જેમ કવિ તરીકે ઉત્તમ છે તેમ સુજનતા, ભલાઇ, સાદાઇ અને ભક્તિમાં આજે એક અજોડ પુરૂષ તરીકે સહુનો પ્રેમ સંપાદન કરી શકયા છે.

એમની એક વિશિષ્ટતા છે કે, તેઓ ‘ અયાચક ચારણ ’ છે. ચારણોમાં ‘નરા’ શાખના જેટલા ચારણો છે, એ અયાચક હોય છે. ‘નરા’ શાખની એ વિશિષ્ટતા કોઇએ અખંડ રીતે જાળવી હોય તો તેમાં ભક્ત કવિશ્રી દૂલાભાઇ કાગ મોખરે છે.

એમની એ ‘ અયાચકવૃત્તિ ’ નો એક ખાનગી પ્રસંગ એમની મારી માગીને અત્રે આપી દેવાની લાલચ હું રોકી શકતો નથી.

દેશના રાજકારણમાં ફેડરેશન આજે સર્વનું લક્ષ્ય ખેંચી રહેલ છે. એ વખતે ફેડરેશન વિષે જો કોઇ કવિએ કવિતામાં કહ્યું હોય તો એનું માન સમગ્ર ભારતવર્ષમાં સહુથી પહેલું આ સોરઠી શાયર શ્રી. દૂલાભાઇ કાગને ફાળે જાય છે. આ ‘ફેડરેશન’ વિષેનું ગીત સાંભળી કાઠિયાવાડના એક આગેવાન રાજપુરૂષે આ સમર્થ કવિ પાસે એક બીડેલ કવરમાં રૂપિયા પાંચ હજારનો ચેક ધર્યો. ચેક જોઇ કવિ હસે છે, અને એ પુરૂષ સામે હાથ જોડીને કહે છે કે, “ આપ કૃપા કરી મારી અયાચક વૃત્તિને ડગાવવાનો આવો પ્રયાસ ન કરો એવી મારી વિનંતિ છે. ” એ રાજપુરૂષના અનેક પ્રકારના આગ્રહ છતાં કવિએ ચેક ન સ્વીકાર્યો, ત્યારે એ આગેવાન પુરુષે નોંધવા જેવા શબ્દો ઉચાર્યા કે, “ સોનાને કસવા માટે પત્થર જોઇએ, અને માણસને કસવા માટે સોનું જોઇએ. ”

સોનાથી કસાયલા આ સોરઠી શાયર આજે સર્વ સ્થળે પૂજ્ય છે, એનું મુખ્ય કારણ એમની અયાચક વૃત્તિ છે.

‘ પ્રભાસ* ’ નામના એક કવિ કવિશ્રી દૂલા કાગ માટે જે સાચું લાગ્યું તે કવિતામાં ઉતારતાં કહે છે કે :

જેની રગે રગે નીચતા નીતરે,<br>
ઝેરી આંખમાં મદની લાલી ઝરે;<br>
વિષયી ચિતે નિત્ય વિકાર કરે.<br>
એવા ક્ષત્રિય–કુળ–કલંકની કે’વાતી<br>
કીર્તિ તણાં કવિ ગાન કવે !<br>
પાપી પેટના પૂરવા એ પતિતોની<br>
પૂજા કરી શી ઉપમાથી સ્તવે ! ૧<br>
જેનું દૂષિત જીવન પાપે ભર્યું,

---

* મુરબ્બી શ્રી. રાયચુરાભાઇ પાસેથી જાણવામાં આવ્યું કે, પ્રભાસ પાટણના એક દેસાઇ અટકધારી નાગર યુવાન ‘પ્રભાસ’ ઉપનામથી કાવ્યો લખે છે. તેઓ ગ્રેજ્યુએટ હોઇ હાલમાં જૂનાગઢ રાજ્યમાં કુતિયાણા મહાલના વહીવટદાર છે.’

જેનું નામ જગે અતિ દુષ્ટ ઠર્યું;
જેનાં કામમાં કાળું કલંક ભર્યું.
અપનાવી એવા મહા પાપી પતિતને,
પુનીત ને પુણ્યશ્લોક કહે;
બિરદાવી એવા બદમાશ ને બાદશા'—
શાહ કહી કવિ ચર્ણ ચૂમે.

સૂણી રંકની રીડ ન પાઈ ધરે,
જેને દ્વારથી પાછો ભિખારી ફરે;
કોડી કોડી ગણી જેનાં દિલ ઠરે.
એવા સૂમ તણા સરદારને કર્ણ—
તણા અવતાર કહી વરણે;
અન્ન-પૂરણહાર કરી અળગો,
વળગે એવા 'શ્રીમંત'ને શરણે. 3

પણ આ કવિતો—
જેની બાનીમાં શૌર્યને સત્ય તરે,
જેના કાવ્યમાં દુઃખીની દાઝ ઠરે;
જેની વાણીએ શારદ વાસ કરે.
જેણે રાયથી રંક અધિક ગણી
ગાયાં ગીત ગરીબી તણાં કવને;
જેના હૈયામાં ઊંની વરાળ ભરી,
તપ્યો તાપ ગરીબ તણાં તપને. ૪
ગાય રંકની રીડને કાજ ખીજે,
પરપીડ વિદારવા વાણી વીઝે;
ન્યાય—ભીખ માંગી એનાં દિલ રીઝે.
જ્યારે રાજ રીઝે ત્યારે જાત ભૂલી,
માગે ચારણોદ્ધારનો ભાગ મીઠો;
ભૂલી સ્વાર્થ રમે પરમારથમાં;
(એવો) પરદુઃખ નિવારણ (ચારણ) 'કાગ' દીઠો. ૫

આ સોરઠી શાયરે આજે સોરઠી કવિતાને જોમ આપ્યું છે. પોતાના બુલંદ મીઠા કંઠથી એ જ્યારે પોતાનાં સ્વ રચિત કાવ્યો લલકારે છે, ત્યારે હજારો શ્રોતાઓ મંત્રમુગ્ધ થઇ જાય છે.

મારા અભિલાષોમાં એક અભિલાષ એ છે કે, મહા ગુજરાતની સાહિત્યસભાઓમાં કવિશ્રી કાગ અને ગઢવી મેરૂભાની જોડીને લઇ જઇ સોરઠી કવિતાની સાચી પ્રસાદી અપાવું. અત્યાર સુધીમાં હું એક પાંખે ઉડતો હતો, આજે મને બે પાંખો આવી છે, એટલે મહા-ગુજરાતના સાહિત્ય-ક્ષેત્રમાં સેવા આપવાના અભિલાષ પૂરા થશે એ વિચારે સંતોષ થાય છે.

ચારણોદ્વારા, ચારણી સાહિત્યદ્વારા ગુજરાતના સાહિત્યના ક્ષેત્રમાં સાચી કવિતા ઉતાર-વાનું સદ્‌ભાગ્ય કોણ નહિ ઇચ્છે ?

કવિશ્રી કાગનાં બે પુસ્તકો તૈયાર થાય છે: 'કાગવાણી' ભાગ ૧ લાની બીજી આવૃત્તિ અને 'કાગવાણી' ભાગ બીજો. આ બન્ને પુસ્તકો ગુજરાતને ચરણે આ સમર્થ સોરઠી શાયર-ની કાવ્ય-પ્રસાદી અર્પશે એવી શ્રદ્ધાથી સોરઠના આ રાષ્ટ્રીય શાયરનો ટુંક પરિચય આપતાં મને આનંદ થાય છે.

—'શારદા'ના ઓગસ્ટ ૧૯૩૮ના અંકમાંથી કિંચિત ફેરફાર સાથે ઉદ્ધૃત.



# काव्यकुञ्ज.

## દેવીપુત્ર ચારણને

[લેખક-કવિશ્રી ત્રિભુવનભાઈ ગૌરીશંકર વ્યાસ, રાજકોટ]

હરિગીત છંદ

(૧)

રે ! દેવીપુત્ર પવિત્ર વંશજ સુજશ મુખ ઉચ્ચારણા,
રે ! યુગે યુગાંતરના અડીખમ સાક્ષીભૂત ઇતિહાસના;
કંઠસ્થ રાખી વીરકથાઓ ભાખી ભારે રસભરી,
એ ઊઠ ચારણ ! ઊઠ તારી ઊંઘ ને અળગી કરી.

(૨)

દ્વિજ, ધર્મ, ધેનુ, આશ્રિતો શિરસાટ જે રક્ષે સદા,
જાતિ અને વળી ન્યાય પથથી ડગ ન છંડે જે કદા;
એ ક્ષત્રીવટ ની સતત કીધી ચોકી જેણે આકરી,
એ ઊઠ ચારણ ! ઊઠ તારી ઊંઘને અળગી કરી.

ન લોભાતાં પોતાના પવિત્ર ઋષિ-જીવન દ્વારા વિશ્વ-પટપર પોતાની સુકીર્તિ ફેલાવી. તે જ્ઞાતિના હાલના આપણે વંશજો આવી એક નાચીઝ રકમ લેવામાં એ પૂર્વજોએ સંચિત કરેલી કીર્તિ-મત્તાને ગુમાવી રહ્યા છીએ. અને તે છતાં યે તેનો પશ્ચાતાપ નહિ, એ શું ઓછો દુ:ખનો વિષય છે !

ધિક્કાર હજો આપણી કુમતિને ! લ્યાનત હો આપણી એ ક્ષુદ્ર કામનાને ! ! શાપ હોજો એ દાનની કુપ્રથાના હિમાયતીઓને ! ! ! એવા અડગ-એક નાદથી આપણે સૌ આપણા પ્રગતિ માર્ગમાં વેરાયેલા એ કુદાનના મલિન રજકણો ઝાડી-ઝાપટીને સાફ કરીશું, તો જ જગતને એમાં આપણી સાચી ઉન્નતિનાં દર્શન થશે.



# શૂરવીરોને પણ પ્રેરણા દેતી ચારણ કોમની જ્વલંત ગાથા

## પ્રજા-દમનના પ્રપંચો રચી રહેલા દરબારો આજે રસહીન બન્યા છે

[ સુપ્રસિદ્ધ અંગ્રેજી માસિક ' મોડર્ન રિવ્યુ ' ના ડીસેમ્બર સને ૧૯૩૮ ના અંકમાં શ્રીયુત દેવેંદ્ર સત્યાર્થીએ 'the Charans of Rajputana' નામક મનનીય લેખ લખ્યો છે. તે ઉપરથી ગુજરાતી ભાષાના અજોડ રાષ્ટ્રીય દૈનિક 'જન્મભૂમિ'ના તા૦ ૧૮-૧૨-૩૮ ના અંકમાં ઉપરોક્ત શીર્ષકથી " પોતાના પ્રેરક વાણી-પ્રવાહથી શ્રોતાજનોને મુગ્ધ કરતી ચારણ કોમની આ જ્વલંત ગાથા છે. જમીન પર સામસામાં હાથોહાથ ખેલાતાં યુદ્ધોનો જમાનો ગયો, અને શૂરવીરોને પાનો ચડાવનાર ચારણોની મહત્તા ઓછી થઇ. તેમના દુહાઓની હવે જરૂર રહી નહિ. આજે તો મશીનગનોનો તડતડાટ, ટેંકના કર્કશ અવાજ, બોમ્બગોળાના કર્ણ-ભેદી અવાજો અને યુદ્ધ-વિમાનોનો ભય-સૂચક ઘેરો નાદ, લડવૈયાઓને પાનો ચડાવી રહ્યા છે. રણભૂમિ પર દુહા લલકારતો ચારણ આજે કાળના પડો નીચે દટાયો છે. ભૂતકાળમાં ચારણો રાજદરબારમાં આદરમાન પામતા હતા. ચારણોનાં પ્રેરક ગીતોથી રાજદરબારો ગૂંજતા હતા. રાજાઓ તો આજે પણ છે. પરંતુ પ્રજા દમનના પ્રપંચો રચતા રાજદરબારોમાં આજે ચારણનું સ્થાન નથી. એ ઉજ્વળ કોમ હવે તો કદાચ પોતાની કાવ્ય-શક્તિ વીસરી જવા લાગી હશે. " એવી પરિચયાત્મક નોંધ તથા કિંચિત્ ફેરફાર સાથે આ

લેખ પ્રસિદ્ધ થયેલો. મૂળ અંગ્રેજી લેખ તથા તેના ભાવાનુસારી આ ગુજરાતી લેખથી અજ્ઞાત સજાતીય પાઠકોના હિતાર્થે તેને અક્ષરશઃ અત્રે ઊતારીએ છીએ.

—તંત્રી: ગુજરાતી વિભાગ ]

"ચારણ ચોથો વેદ, વણ પઢિયો વાતું કરે." રાજસ્થાનમાં રહેતી ચારણ કોમ વિષેનું એ વાકય અક્ષરશઃ સાચું છે. વાર્તા કહેવાની અદ્‌ભુત-કળા એ કોમે હાથ કરી છે, તેવી કળા બીજી કોઇ કોમે હજુ સુધી પ્રાપ્ત કરી નથી. મધરાતના પહોર જામતા હોય અને ચાંદનીમાં દૂધથી ધોવાયેલાં લાગતા ચોગાનમાં બેસીને કોઇ ધસમસતા પૂર જેવો ચારણનો વાણી-પ્રવાહ શ્રોતાઓને મંત્રમુગ્ધ કરે છે. એ વાર્તા-કળામાં માનવીને પ્રેરણા આપવાની, નિર્માલ્યમાં બળ રેડવાની શક્તિ રહેલી છે. માથા વિનાનાં ધડ ઊભાં થઇ જાય એવી કથાઓ તે કહી શકે છે.

## જ્વલંત કાવ્ય-શક્તિ

તે સાથેજ ચારણોની કાવ્ય-શક્તિ પણ એટલીજ જ્વલંત હોય છે. સામાન્ય રીતે તેઓ શીઘ્રકવિઓજ હોય છે. તેમણે રચેલા છંદો અને સ્તોત્રોમાં અકલ્પનીય ગતિ અને પ્રાણ રહેલાં હોય છે. માનવીનાં રૂંવેરૂંવાં તેના શ્રવણથી ઊભાં થઇ શકે છે.

મુખ્યત્વે આ ચારણકોમ રાજાશ્રયેજ જીવી છે, ને આજ સુધી રાજાઓ અને રાજકુળોનાં પ્રશંસા ગીતોજ તેણે ગાયાં છે. કોઇ રાજાથી નારાજ થતાં રાજાઓને કડવાં વેણ પણ એ કોમે કહેલાં છે. કેટલીક વખત અનેક આકરા દોહાઓથી રાજાઓને કર્ત્તવ્યભાન પણ તેણે કરાવ્યું છે.

એવી એ ચારણ કોમની આજે તો અવનતિ થઇ. રાજાશ્રય પર જ જીવનારા એ વર્ગને આજે રાજ દરબારોમાં પહેલાંના જેટલું માન મળતું નથી, ને પ્રજાના વર્ગ સાથે તેઓ ભળી શકતા નથી. એ કોમનો ઇતિહાસ જાણવા જેવો છે.

ચારણ કોમના ઉદ્‌ભવનો પ્રશ્ન ઇતિહાસનો સહેલો પ્રશ્ન નથી. પરંતુ જણાય છે કે, દશમી સદીમાં તેઓ ઉત્તર હિંદુસ્તાનમાં છૂટા છવાયા રહેતા હતા, ને કનોજની આસપાસ તેમની મોટી જાગીરો હતી.

## સિંધમાં શું બન્યું

એ અરસામાં સિંધમાં એક બનાવ બન્યો.* સિંધમાં હમીર સૂમરાનું તે વખતે શાસન હતું. તેની નજર મમ્મટ ( મામડ ) નામના એક ચારણની ઉમ્બટ (આવડ) દેવી નામની પુત્રી પર પડી. આ બનાવે ચારણ કોમમાં ખળભળાટ મચાવ્યો ને તેઓનો પ્રવાહ સિંધ તરફ વહેવા લાગ્યો. ઉમ્બટ દેવી માતા હિંગળાજનો અવતાર હતી, એમ એ કોમે જાહેર કર્યું છે. ચારણોની મુખ્ય દેવી હિંગળાજ ગણાય છે. મમ્મટને કેદ કરવામાં આવ્યો પણ ઉમ્બટદેવી ને તેની છ બહેનો નાસી છૂટી. તેમાં સૌથી નાની ભાવનગર પાસે ગઇ. તેનું નામ ખોડિયાર હતું. ને આજે પણ ખોડિયારનું સ્થાનક ભાવનગરથી ચૌદ માઇલ દૂર આવેલું છે. બીજી બહેનો રાજપૂતાનામાં ગઇ.

આ પછી બધા ચારણો કચ્છ, કાઠિયાવાડ અને રાજપૂતાનામાં વહેંચાઇ ગયા. અને તેઓ જ્યાં જ્યાં વસવા લાગ્યા, ત્યાં ત્યાંના સંજોગો પ્રમાણે તેમની રીતભાત, જીવનધોરણ અને રિવાજોમાં ભેદ પડતો ગયો છે. કચ્છ, રાજપૂતાના તથા સોરઠમાં વસતા ચારણોની જુદી જુદી કોમો ગણાય છે.

* દશમી સદીની આસપાસ નહિ, પરંતુ આઠમી સદીમાં આ બનાવ બન્યો હતો.

—તંત્રી: ગુજરાતી વિભાગ.

## તીર્થક્ષેત્ર

પરંતુ ચારણોનું તીર્થક્ષેત્ર તો રાજપૂતાના રહ્યું. દૂર દૂરના ચારણો પણ ઉબ્બટ દેવીના સ્થાનકે આવવા માંડયા. તેઓને રાજપૂતાના પર ખૂબ પ્રેમ હતો. કારણ કે શૌર્ય ને પ્રેમની ગાથાઓ ત્યાંથીજ સાંપડતી હતી.

આ પછી ચૌદમી સદીનો લોહિયાળ–સંગ્રામોનો કાળ આવ્યો. રણથંભોરનો કિલ્લો અલાઉદ્દીનના હાથમાં ગયો: ચિત્તોડ પણ પડયું: પદ્મિનીએ જૌહર કર્યું: રાજપૂતોએ કેસરિયાં કર્યાં: આ બધું નીરખ્યું: ચારણોને માતા હિંગળાજે પ્રેરણા આપી કે, આવાં અદ્‌ભુત ગીતોનાં વીરગીતો રચો. અને તેમણે દુહાઓ રચ્યા.

દરેકને પ્રિય એવા અનુરાગનાં એ પ્રેરક કાવ્યો દેશભરમાં પ્રિય બન્યાં ને ફેલાયાં. ને રાણા હમીરે ચિત્તોડ પાછું લીધું. આ અદ્‌ભુત વિજય ચારણોનાં વીરગીતોને આભારી હતો. એ સ્વાધીનતા તથા સ્વમાનની લડત સદીઓ સુધી ચાલ્યા કરી.

રાજપૂતો વિજય પામતા ને પરાજિત થતા. સ્વાધીનતાની એ સતત્ લડતનું કેંદ્ર મેવાડ હતું. અને સ્વાધીનતાની લડત અર્થે દેહ ખપાવી દેવાની પ્રેરણા આપતાં ચારણ–કાવ્યો રચાવા લાગ્યાં. દેહ, મન, આત્મા: સર્વસ્વ સ્વાધીનતાને અર્થે અર્પણ કરનાર વીરોની એ વીરગાથાઓ હતી.

ચારણોમાં બધાજ કાંઇ આ કાવ્યો રચવાનો ધંધો કરતા નહોતા. તેમાંના ઘણા ગોપાલન અને પશુ પાલનનું કામ કરતા. તેઓની ઝુંપડીઓને 'નેશ' કહેતા. અને એક રીતે તેઓનું કાર્ય સંગ્રામને મદદરૂપ હતું. એમની ગાયો યુદ્ધવીરોને શુદ્ધ ઘી પૂરૂં પાડતી, તેમની ઊછેરના અશ્વો રણસંગ્રામમાં કામ આવતા.

કેટલીક વખત કોઇ કોઇ ચારણ વણજારની માફક ગામડે ગામડે પોઠિયા લઇને ફરતા. ને તે ખાસ ખંજર, તલવાર, ઢાલ જેવી વસ્તુઓનુંજ વેચાણ કરતા જતા. રાજ્યનો આશ્રય હોઇને તેઓને જમીન કે જાગીરો મળતી. ને એ રીતે તેઓ પૈસેટકે સુખી રહેતા.

પરંતુ ગમે તે ધંધામાં હોય છતાં ચારણની કાવ્યશક્તિ નષ્ટ થતી નહિ. કવિતા તો એના લોહીમાંજ રહેલી છે. ને તેથીજ તે 'વણ પઢિયો વાતું કરે' છે. ને ઊગતા ચારણ કવિને કવિરાજનું બિરૂદ પ્રાપ્ત કરતાં વાર લાગતી નહિ.

ચારણ કોમના સભ્યોમાં એટલી પ્રતિષ્ઠા ને પવિત્રતા હતી કે, ચારણોનો દેશ ખૂબજ શુદ્ધ અને પવિત્ર મનાતો. ને તેમનો ગમે તેવો ગુન્હો હોય છતાં દેહાંત દંડની સજા તેમને કરવામાં આવતી નહિ. કદાચ તેની પછવાડે એવો પણ ભય હોય કે એકાદ કાવ્યઝરણુ સૂકાઇ જશે !

## ગમે તે કહેવાનો હક્ક

ચારણોની બુદ્ધિમત્તા અને કળાની તથા વ્યક્તિત્વની રાજાઓ ઉપર એવી ઊંડી છાપ પડેલી હતી કે, તેમને રાજદરબારમાં ગમે તે બોલવાની છૂટ હતી. ચારણ રાજાશ્રયે જીવતા. રાજાની ભેટસોગાદો પામી તેની પ્રશંસા કરતા. પરંતુ ચારણ રાજાથી કદી અંજાતો નહિ. તેની સમક્ષ તે લાઘવતા અનુભવતો નહિ. રાજા પાસેનો તેનો પોતાનો હક્ક છે, એમ માનતો. જેમ રાજપૂત તલવાર ધારણ કરીને સ્વાધીનતા માટે લડવા સર્જાયો હોય, તેમ ચારણ દેશભરમાં વીરતાના પ્રવાહોને અખંડ રાખવા બંધાયો હતો. ને કેટલીયે વખત વીરકાવ્યોથી યોદ્ધાઓને ઉત્તેજન આપનાર ચારણ પોતે પણ તલવાર લઇને યુદ્ધમાં ઊતરી પડતો. રાજપૂતાનાના ઇતિહાસમાં આવા ચારણવીરોનો સંપૂર્ણ ઇતિહાસ નથી, એ શોચનીય છે.

ચારણોનાં કાવ્યો મુખ્યત્વે દુહા રૂપે હતાં, એ અગાઉ જણાવ્યું છે. દુહો એ પ્રજાનો પ્રિય છંદ હતો. યુદ્ધો નહોતાં, ત્યારે નરનારીઓના પ્રેમની વાતો દુહા દ્વારા કરવામાં આવતી. યુદ્ધકાળમાં ને મધ્ય યુગમાં દુહાઓ માત્ર વીરરસથી જ અંકિત બન્યા.

આવા દુહાઓ કોણે રચ્યા. તે વિષે કોઇ માહિતી નથી. દરેક રાજપૂત–પત્નિ પતિને રણસંગ્રામે પાઠવતી વખતે દુહા દ્વારા વીર–સંદેશ આપતી. કોઇ રચયિતાએ દુહામાં પોતાનું નામ આપ્યું નથી.

### કંઠસ્થ કાવ્યો

ચારણોનાં આ કાવ્યો મુખ્યત્વે કંઠસ્થ હતાં. તેમના ચોપડાઓમાં તેઓ તેને નોંધી લેતા નહિ. જો તેમણે રચેલા સર્વ કાવ્યોને લેખિત સ્વરૂપમાં સાચવવામાં આવ્યાં હોત તો રાજપૂત વીરોનો સળંગ ઇતિહાસ મળી આવતાં આ દુહાઓ બધા વિસ્મૃતિથી જીવંત રહેત. એટલુંજ નહિ, પણ દરેકની પંક્તિઓ પણ ચોક્કસ નહોતી. સ્થળે સ્થળે તેના શબ્દોમાં ફેરફાર માલૂમ પડતા. ને તેથી તેનાં કર્ત્તાનું નામ હંમેશાં અજ્ઞાત રહેતું.

દુહાઓનાં કાવ્ય ઉદ્‌બોધન રૂપે અગર તો બે વ્યક્તિઓના વાર્ત્તાલાપ રૂપે રચવામાં આવતાં.

ચારણોની કોમ જોતાં સર્વત્ર એકરૂપતા નજરે પડે છે. તેમના દેહ, ચહેરાની રેખાઓ, વિચારો, વાણી વાટે કાવ્ય–શકિત, રીત–ભાત અને બીજી અનેક બાબતોમાં જાણે કે એકજ બીબામાંથી ઢાળેલા હોય તેવા તેઓ લાગે છે.

ઘોર યુદ્ધ વખતે પણ પોતાની અનોખી ધ્વજા લઇને ચારણ યુદ્ધ ક્ષેત્રમાં જતો; ને લડવૈયાઓને પાનો ચડે એવાં યુદ્ધ–ગીતો એક પછી એક સ્વયં રચીને છેડતો.

ચારણોનાં અદ્દભુત કાવ્યોની પ્રશંસા હિંદના કવીશ્વર શ્રી રવીંદ્રનાથ ટાગોરે[1] 'રાજસ્થાન–સંશોધન-સભા' સમક્ષ નીચેના શબ્દોમાં કરીહતી:

### ટાગોરની અંજલિ

" ભકિતનું સાહિત્ય આપણે દરેક પ્રાંતમાં વાંચીએ છીએ. દરેક સ્થળે કવિઓએ' રાધા–કૃષ્ણ'નાં ગીતો પોતાની રીતે ગાયાં છે. પરંતુ પોતાના લોહીથી રાજસ્થાને જે સાહિત્ય સર્જ્યું છે; તે અનોખું છે. તે અકારણ નથી. કારણ કે રાજપૂતોને બિરદાવનારાઓ રણભેરીના સમક્ષ જીવનની નક્કરતા સામે સ્વયંગીતો રચતા ને ગાતા.[2] તેમની સામે તેઓ સાક્ષાત્ તાંડવને

---

૧. તા. ૧૮ ફેબ્રુઆરી સને ૧૯૩૭ ના રોજ નં. ૬ દ્વારકાનાથ ટાગોર સ્ટ્રીટમાં કવિવર રવીંદ્રનાથ ટાગોરના પ્રમુખપદે 'રાજસ્થાન-રિસર્ચ.સોસાઇટી' ની એક સભા થઇ હતી. તેમાં તેના મંત્રી શ્રીરઘુનાથપ્રસાદ સિંહાનિયાએ તેમને અન્વેષણ–કાર્ય કરતાં મળેલાં ચારણ કવિઓનાં વીરરસપૂર્ણ કાવ્યો સંભળાવ્યાં હતાં, તે સાંભળી એ વયોવૃદ્ધ કવિવરના ચહેરા ઉપર પણ લાલી દોડી આવી હતી. અને તે પછી તેમણે આ અંજલિ અર્પી હતી. ૨. ચારણોને તેમના એ કર્તવ્યનું ભાન કરાવતાં મહાકવિ સૂર્યમલ્લજી મિશ્રણે સત્ય જ કહ્યું છે કે :

**रण हालीजै चारणां ! चाहे अव लग चैन ।**
**करै सुहड़ जिसड़ी कहो, विध सो दूर वणै न ॥**

( હે ચારણો ! અત્યાર સુધી ઘર બેઠે ઘણી મોજ કરી. હવે તમે રણક્ષેત્રમાં ચાલો. ત્યાં પોતાની સગી આંખે વીર યોદ્ધાઓનાં કામ જુઓ. અને ત્યાં જેવું તેઓ કરે, તેવુંજ તેમનું વર્ણન કરો. દૂર રહીને જે વર્ણન કરશો તે તેવું સાચું નહિ બને. )

—તંત્રી : ગુજરાતી વિભાગ

જોઇ રહેતા. આજે કલ્પનાથી એવું કાવ્ય કોઇ રચી શકે તેમ છે?

રાજસ્થાની ભાષાનાં દરેક ગીતમાં જે વીરતાનાં તત્ત્વો ભર્યાં છે! એ હિંદના ગૌરવનો વિષય છે. તે સ્વાભાવિક સચ્ચાઇ ભરેલ ને કુદરતી છે.

મારા મિત્ર ક્ષિતિમોહન સેને મને હિંદી કવિતાનો પરિચય કરાવ્યો હતો. આજે મને એક નવી વસ્તુની પિછાન થઇ છે. આ હૃદય વલોવતાં કાવ્યો મારી સમક્ષ સાહિત્યની એક નવીજ દિશા ખુલ્લી કરે છે. મેં ઘણી વખત સાંભળ્યું હતું કે, ચારણોએ પોતાનાં કાવ્યોથી વીરોને પ્રેરણા આપી છે. આજે એ મેં જાતે અનુભવ્યું. આજે પણ એ કાવ્યોમાં બળ રહેલું છે. ચારણી કાવ્યોનું એક સરસ પુસ્તક બહાર પડે તે જરૂરનું છે."

રવિબાબુના ઉપરના શબ્દો આદરણીય છે. કાઠિયાવાડના ચારણી-સાહિત્યના શ્રી મેઘાણીએ કરેલા સંશોધન પછી એ દિશા પ્રત્યે કેટલાકનું લક્ષ્ય દોરાયું છે. પરંતુ તે માટે જે કાર્ય કરે ને અભ્યાસને ઉત્તેજે તેવી કોઇ સંસ્થા છે નહિ. આપણા આ ગુપ્ત ધનને બહાર લાવવાની જરૂર છે.



# મેવાડ રાજ્યનાં પુસ્તકાલયો અને મ્યુઝિયમ

## લેખક: સ્વ૦ મુનિશ્રી હિમાંશુવિજયજી ન્યાયકાવ્યતીર્થ

[ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનસમાજમાં મુનિરાજશ્રી વિદ્યાવિજયજી મહારાજ એમની વિશાળ ધર્મભાવના અને વિદ્વતા માટે સુપ્રસિદ્ધ છે. આજે તેઓ હિંસામાં ગળાડૂબ સિંધ પ્રાંતને અહિંસાનો ઉપદેશ દઇ રહ્યા છે. મુનિશ્રી હિમાંશુવિજયજી તેમના મુખ્ય શિષ્ય હતા, અને સંસ્કૃત-પ્રાકૃતના ઉત્તમ વિદ્વાન અને ઇતિહાસના આશાસ્પદ લેખક હતા. ગુરૂની સાથે બે વર્ષ પૂર્વે સિંધનો વિહાર કરતાં રસ્તામાં તેમનું ભર યુવાન વયે મૃત્યું થયેલું. તેમના સ્મારકરૂપે તેમના લેખોનો હમણાં સંગ્રહ પ્રસિદ્ધ થયો છે. ગુરૂ-શિષ્યની એ વિરલ જોડીએ સં૦ ૧૯૯૨નું ચાતુર્માસ ઉદયપુરમાં કરેલું. તે પ્રસંગે ઉક્ત ઇતિહાસપ્રેમી મુનિજીએ ઉદયપુરનાં પુસ્તકાલયો અને મ્યુઝિયમની મુલાકાતો લીધેલી, અને તે દરમિયાન આપણા આધુનિક એક ઉત્તમ વિદ્વાન ઠા૦ સા૦ કરણીદાનજી દધિવાડિયા સાથે તેમનું ઘણી વખત મળવું થયેલું. પ્રાતઃસ્મરણીય કવિરાજાશ્રી શ્યામલદાસજીની વિદ્વત્તાના પરિપાક રૂપી 'વીર વિનોદ' ગ્રંથનાં પણ તેમણે અહીં દર્શન કરેલાં. આ લેખમાં તેમણે આપણા આ બે વિદ્વાનોની તથા

તેમની કૃતિઓની યોગ્યતા વિષે નિષ્પક્ષ અને સુંદર નોંધ લીધી હોવાથી તેને અત્રે અક્ષરશઃ ઊતારીએ છીએ. ચારણ બંધુઓ આવાં લેખો વાંચી પોતાના વિદ્વાનોને ઓળખતાં શીખશે એવી આશા છે.* —તંત્રી : ગુજરાતી વિભાગ]

ભારત ભૂમિમાં 'મેવાડ' પુણ્ય દેશ છે. દરેક દેશ પોતાની વિશેષતા ધરાવે છે. તેમ મેવાડ પણ અનેક વિશેષતાઓ રાખે છે. બારસો વર્ષોથી મેવાડમાં સીસોદિયા વંશના ક્ષત્રિયો અવિચ્છિન્ન રીતે શાસન ચલાવી રહ્યા છે. એકજ દેશ ઉપર એકજ વંશનું આટલાં વર્ષો સુધી રાજ્ય હોવાનું ઉદાહરણ, ભારતના ઇતિહાસમાં તો શું, પણ બીજાં રાષ્ટ્રોમાં પણ જવલ્લેજ મળી શકશે. મેવાડમાં વીરતાનો ગુણ સારી રીતે વિકાસ પામ્યો છે. આ ગુણને કેળવવા માટે મેવાડવાસીઓએ પોતાનાં ધન, માલ, પુત્રી, સ્ત્રી અને વ્હાલા પ્રાણોને પણ તૃણવત્ ગણી ત્યાગવામાં પૂરેપૂરી ઉદારતા બતાવી છે. તેથી તેઓ શું મરેઠા, શું મુગલ કે શું પઠાણ, દરેક લડાયક કોમોની સાથે લડી પોતાના દેશની કીર્તિને બચાવવા માટે લગભગ દોઢ હજાર વર્ષ સુધી કટિબદ્ધ રહ્યા છે. રાણા પ્રતાપે આ કીર્તિની ઉજ્જવલતામાં ખાસ વધારો કર્યો. તેમના પિતાશ્રી ઉદયસિંહજીએ સત્તરમી સદીના પ્રથમ ચરણમાં મનોહર ઝાડી અને પહાડોથી શોભિત તથા સુરક્ષિત પ્રદેશમાં 'ઉદયપુર' નગર વસાવી ત્યાં મેવાડની રાજધાની બનાવી. તે પહેલાં ચિત્તોડમાં અને 'નાગદ્દ'† વગેરે સ્થળે મેવાડની રાજધાની હતી, પણ તે સ્થાનો કાળબળે શત્રુઓનાં આક્રમણોથી ઘેરાઇ ગયાં, છિન્નભિન્ન થયાં, તેથી ઉદયપુર વસાવવાની ફરજ પડી. અત્યારે મેવાડની રાજધાની ઉદયપુરમાં છે. જો કે હવે મેવાડમાં વીરતાનાં પૂર ઓસરતાં જાય છે, પણ પૂર્વકાળમાં વીરતાની આરાધનામાંજ વધુ સમય વીત્યો હોવાથી મેવાડ દેશ સાહિત્ય, કલા અને શિક્ષણના વિષયમાં પંજાબની જેમ ઉલ્લેખનીય પ્રગતિ સાધી શક્યો નથી.

આ દિશામાં રાજ્ય તરફથી અભિમાન લઇ શકાય તેવો પ્રયાસ લેવાયો નથી. બીજાં રાજ્યોમાં વીસમી સદીમાં જેટલી રાજ્ય તરફથી

---

* અમારે દુઃખ સાથે કહેવું પડે છે કે, આપણી કોમની મહાન વિભૂતિઓને તેમના જીવનકાળમાં આળખવામાં આપણે વ્યક્તિગત હિતને મહત્ત્વ આપી સાવ ઉદાસીન રહ્યા છીએ. આપણી એ વૃત્તિને ઉદ્દેશીને આપણી કોમના આધુનિક મહાન્ પુરૂષ દેશભક્ત ઠા૦ સા૦ કેસરીસિંહજી સોદા (કોટા)ની પ્રશંસા કરતાં કવિ શ્રીઅક્ષયસિંહજી રતુએ યોગ્યજ કહ્યું છેઃ

अजौं उपस्थित अपुनमें, केसर-से नरनाह ।
बीते दिन जाते विहद, क्यौं न उठाते लाह ॥
मुग्ध राजनैतिक रसिक, सुजस-सुगंध-समीर ।
केसर सम केसर जहां, कुल चारण कसमीर ॥

—તંત્રી : ગુજરાતી વિભાગ

† પંદરમી સદીના છેલ્લા સમય સુધી આ નગર બહુ સમૃદ્ધ હતું. ત્યાં રાજધાની પણ રહી છે. કુંભારાણાનું તે પ્રિય નગર હતું. કહેવાય છે કે ત્યાં ૩૫૦ મંદિરો હતાં. અત્યારે તે શૂન્ય ગામડાના રૂપમાં 'નાગદા' નામથી ઓળખાય છે.

લાયબ્રેરીઓ, સાહિત્યિક સંસ્થાઓ છે, તેના પ્રમાણમાં આ રાજ્યમાં ઓછી જણાય છે. ( સં૦ ૧૯૯૧ ના ) ગયા ચોમાસામાં અમે ઉદયપુરમાં હતા ત્યારે રાજ્ય તરફથી ચાલતી પબ્લિક અને પ્રાઇવેટ લાયબ્રેરીઓ અને મ્યુઝિયમ જોવાનો લાભ મને મળ્યો હતો તે વિષે ટૂંકમાં અહીં પરિચય આપવા ચાહું છું.

## વિક્ટોરિયા લાયબ્રેરી

આ લાયબ્રેરી સજ્જનનિવાસ બાગમાં આવી છે. ત્યાં વિક્ટોરિયા મહારાણીનું બાવલું છે. લાયબ્રેરીનું મકાન સારા ઢંગનું છે. થોડાં ઘણાં છાપાંઓ આવે છે, પણ જણાય છે કે પબ્લિકને માટે હોવા છતાં ઉદયપુરની પ્રજા તેનો લાભ બહુજ ઓછો લે છે. પુસ્તકોનો સંગ્રહ લગભગ ૭,૦૦૦ નો હશે તેનો લાભ લેનાર વર્ગ પણ જૂજ છે. નવાં પુસ્તકોને સંઘરવા તરફ પણ રાજ્યના અધ્યક્ષની કાળજી ઓછી હશે. ત્યાં સિક્કાઓનો સંગ્રહ ઉલ્લેખનીય છે. સોના, રૂપા, તાંબા અને લોઢા વગેરેના સિક્કાઓ છે. તેમાં ઘણા ખરા મધ્યકાળથી જૂના નથી. લાયબ્રેરીની સાથે જ વિક્ટોરિયા મ્યુઝિયમ છે. તેમાં મહારાણા કુંભારાણાના સમયના નાના મોટા શિલાલેખો ઘણા છે. કેટલાક કુટિલલિપિના લેખો તથા બ્રાહ્મીલિપિના શિલાલેખો પણ ઉલ્લેખનીય છે. હિંદુ અને જૈનોની કેટલીક ખંડિત મૂર્તિઓ અને તેના અવયવો પણ છે. એક જૈન-મૂર્તિનું પરિકર કુંભારાણાના સમયનું છે, તે 'નાગહ્રદ' નગરનું છે જેને અત્યારે નાગદા કહે છે. તેની નીચે આ પ્રમાણે લેખ કોતરેલો છે:—

**ओं नागह्रदपुरे राणाश्री कुंभकर्णराज्ये श्री आदिनाथ विंबस्य परिकर: कारित:। प्रतिष्ठित: श्रीखरतरगच्छे श्रीमतिवर्धन-सूरिभि:॥ उत्कीर्णवान् सूत्रधार धरणाकेन श्री:।**

મ્યુઝિયમમાં બીજી પણ કેટલીક વસ્તુઓ છે. જેવી કે, મારેલા સિંહ, વાઘ, મગર વગેરે જનાવરો, જૂનાં વાસણો અને વસ્ત્રો વગેરે. પણ તેમાં 'રીતનું રાઇતું છે.' ખાસ મહત્વની વસ્તુ શાહજહાં ખુર્રમની ખાસ પાઘડી છે. તેણે ઉદયપુરના મહારાણા કરણસિંહજીની પાસે આવી શરણ માગ્યું અને મહારાણાને ચરણે પોતાની પાઘડી મૂકી હતી. આ બનાવ ઇસ્વી સન ૧૬૨૧ માં બન્યો એમ કહેવાય છે.

ઉપર્યુકત લાયબ્રેરી અને મ્યુઝિયમના અધ્યક્ષ શ્રીયુત પંડિત અક્ષયકીર્તિજી છે. તેઓ નવયુવક અને હિંદી-વ્રજ ભાષાની કવિતામાં સારો રસ ધરાવે છે. આ બન્ને સંસ્થા ઉદયપુર રાજ્યના ખર્ચથી ચાલે છે. આના નિભાવ માટે રાજ્ય દર વર્ષે ૩,૪૦૦ રૂપિયા ચિત્તોડી એટલે કે બે હજાર રૂપિયા ખર્ચે છે. આખા ઉદયપુર રાજ્ય તરફથી જનતાને માટે ફકત આ એકજ પુસ્તકાલય છે. આની પ્રગતિ માટે ઘણો અવકાશ છે, માટે મેવાડના રાજ્યે પૂરતું લક્ષ્ય આપવું ઘટે.

## સજ્જન વાણીવિલાસ

આ પુસ્તકાલય રાજમહેલમાં છે. આની સ્થાપના સંવત્ ૧૯૩૧ માં મહારાણા સજ્જનસિંહજીના શાસનકાળમાં થઇ છે. આમાં નીચેના ખંડમાં 'ઇતિહાસ કાર્યાલય' છે. ત્યાં સરકારી તવારીખને લગતાં પુસ્તકો, દસ્તાવેજો, પટ્ટાઓ, સિક્કાઓ અને તામ્રપત્રોનું પણ સાહિત્ય સંગ્રહાયેલું છે. રાજ્ય તરફથી પ્રજાને કોઇને કાંઇ પણ જમીન યા બીજી કોઇ વસ્તુ ક્યારે અપાઇ છે તે બધી નોંધ અહીં રહે છે. આમાં કુલ ૧,૬૫૮ પુસ્તકો છે, જેમાં થોડાંક

હસ્તલિખિત પણ છે. આ સંસ્થાના ઉપરી શ્રીમાન્ દધિવાડિયા કરણીદાનજી ચારણ છે, જેઓ વિદ્યાપ્રેમી, સજ્જન, વિદ્વાન્ અને રાજભક્ત છે. તેથી રાજ્ય તરફથી તેમને જાગીર અને માન મળેલાં છે. આ સંસ્થામાં પણ નવાં પુસ્તકો ખરીદવા તરફ બહુજ ઓછું ધ્યાન અપાય છે.

## સરસ્વતીભંડાર

આ પુસ્તકાલય પણ મહેલમાં જ સજ્જન વાણી વિલાસની પાસેજ છે. તેમાં જૂના કાળથી સંગ્રહિત થયેલાં હસ્તલિખિત પુસ્તકોનો સારો સંગ્રહ છે. કુલ ૨,૩૧૯ પુસ્તકો છે, તેમાં કુલ ૩૧ વિભાગનાં આ પ્રમાણે પુસ્તકો છે:

| વિષય | સંખ્યા |
|---|---|
| વેદ | ૨૦ |
| વેદાંત | ૪૮ |
| ભગવદ્‌ગીતા | ૪૧ |
| ધર્મશાસ્ત્ર | ૧૦૮ |
| કર્મકાંડ | ૧૩૨ |
| પુરાણ | ૧૨૮ |
| ઇતિહાસ | ૧૯ |
| વૈદક | ૫૪ |
| જ્યોતિષ્ | ૧૧૮ |
| શિલ્પ | ૪ |
| શાલિહોત્ર | ૧૩ |
| મંત્રશાસ્ત્ર | ૯૦ |
| કાવ્ય | ૩૪ |
| કોશ | ૨૨ |
| સાહિત્ય | ૫૪ |
| વ્યાકરણ | ૨૪ |
| સંગીત | ૧૨ |
| સંસ્કૃત લેખમાં | ૩૧ |
| ભાષા–સંસ્કૃત હસ્તલિખિત પુસ્તકો | ૨૭ |
| છાપેલાં સંસ્કૃત પુસ્તકો | ૫૮ |
| રામાયણ | ૯ |
| ન્યાય (દર્શન) શાસ્ત્ર | ૨૧ |
| પાતંજલ યોગશાસ્ત્ર | ૪ |
| નાટક | ૨૦ |
| પરચુરણ | ૨૫ |
| રાજનીતિ | ૧૧ |
| રહસ્ય | ૧ |
| સંગ્રહ | ૪ |
| ધનુર્વેદ | ૩ |
| શ્રોતકર્મ | ૬ |
| રત્નપરીક્ષા | ૫ |
| સ્તોત્ર | ૪૫૧ |
| ટિપ્પણી | ૧૩ |
| જૈનદર્શન | ૩૯ |
| ભાષા | ૧૦૨ |
| ચોપડા | ૧૨૨ |
| ભાષાનાં પુસ્તકો | ૧૫૦ |
| અંગ્રેજી | ૫૪ |
| ઉર્દૂ | ૧૦૨ |
| ફારસી | ૧૦૪ |
| તવારીખ | ૩૧ |

આની સ્થાપના ઘણાં વર્ષો પહેલાં થઇ છે, એટલે આમાં સારો સંગ્રહ હોવો જોઇએ. આનો ઉપયોગ બહુ જ ઓછો થાય છે. આનું નવીન ઢબથી કેટલૉગ થાય એ જરૂરનું છે. આ બન્ને પુસ્તકાલયો ખાનગી છે, એટલે પ્રજા તેનો લાભ લઇ શકતી નથી. કોઇ ખાસ વિદ્વાન વ્યક્તિઓને જોવા માટે ખાસ મહારાણાશ્રીની આજ્ઞા લેવી પડે છે. શ્રીમાન્ મહારાણા સાહેબે આ બન્ને પુસ્તકાલયો જોવાની મને અનુમતિ આપી અને શ્રીમાન્ કરણીદાનજીએ આ પુસ્તકાલયો મને બતાવવામાં પોતાનો સમય આપ્યો તે બદલ બન્ને મહાનુભાવોને હું ધન્યવાદ આપ્યા વગર રહી શકતો નથી.

સાંભળવા પ્રમાણે રાજમહેલમાં એક ત્રીજી પણ ખાનગી લાયબ્રેરી છે; જેમાં સરકાર પાસે જે પુસ્તકો ભેટ આવે છે તે રખાય છે.

## વીરવિનોદ

સજ્જન વાણીવિલાસમાં એક મહાન ગ્રંથ મારા જોવામાં આવ્યો. તેનું નામ છે '**વીરવિનોદ**'. તે મોટા કદના પાંચ ગ્રંથમાં પૂરો થયો છે. તે પાંચે ભાગનાં પૃષ્ઠ ૨,૬૩૦ છે.

આ ગ્રંથમાં રાજપૂતાનાની જ નહિ પરંતુ **આખી દુનિયાની ભૂગોળ** સંબંધી બહુ જ વિસ્તારથી પ્રમાણપુરઃસર લખ્યું છે. ખાસ કરી રાજપૂતાનાના ઇતિહાસ પરત્વે બહુજ વિસ્તારથી લખવામાં આવ્યું છે. મેવાડ રાજ્યનાં તમામ દફતરી સાધનો ઉપરથી આ ગ્રંથ તૈયાર કર્યો હોવાથી પ્રાચીન પ્રશસ્તિઓ, શિલાલેખો, પટ્ટાઓ, સનંદો, વહીઓ, તામ્રપત્રો અને રાજ્યની આજ્ઞાઓ આમાં આપ્યાં છે, તેથી સદર ગ્રંથની સત્યતા-ઉપયોગિતા અને પૂર્ણતામાં સારો વધારો થયો છે. આનું નિર્માણ લગભગ વિક્રમ સંવત્ ૧૯૪૩ માં થયું છે. મેવાડ રાજ્યના ખર્ચથી આ ગ્રંથ સંપૂર્ણ પાંચ ભાગમાં રાજ્ય તરફથીજ છપાઇ ગયો છે. તેમાં સાંભળવા પ્રમાણે એક લાખ રૂપિયાનું ખર્ચ થયું છે. આ મહાન ગ્રંથના આધારે **શ્રીમાન પંડિત ગૌરીશંકરજી ઓઝાએ 'રાજપૂતાને કા ઇતિહાસ'** વગેરે અનેક પુસ્તકો લખ્યાં છે.[1] આ વાતની ખાતરી તેમના ગ્રંથોમાં ઠેકાણે ઠેકાણે **વીરવિનોદના** ઉતારાઓ અને ઉલ્લેખોથી થાય છે. આટલો ઉપયોગી આકર ગ્રંથ હોવા છતાં કમનસીબે મેવાડ રાજ્યને તેમાં વહેમ પડવાથી અર્થાત્ રાજ્યનું અહિત થવાની આશંકાથી તેનો પ્રચાર સાવ બંધ રાખવામાં આવ્યો છે. અર્થાત્ છપાયા પછી તે પુસ્તક કોઇને ય અપાયું કે અપાતું નથી, તેથી તે મહાન ગ્રંથના લાભથી સાહિત્યસેવી વિદ્વાનો વંચિતજ રહે છે! અને તેથી રાજ્યના લાખ રૂપિયાનું નકામું પાણી થયું કહેવાય. આ ગ્રંથના રચયિતાની કેટલી બધી મહેનત અને આશા હશે? એ બધી અત્યારે તો એક અંધારી કોટડીમાં સડી રહી છે! ગ્રંથકાર જીવતા હોત તો તેમના આત્માને આ સ્થિતિ જોઇ કેટલું દુઃખ થાત? **આ મહાન ગ્રંથના કર્તા છે શ્રીમાન કવિરાજ સાંવલદાનજી**[2]. તેઓ જાતે ચારણ હતા, પણ સંસ્કૃત, હિંદી વગેરેના સારા વિદ્વાન, શોધક અને કવિ હતા[3]. તેઓ મેવાડ રાજ્યના ઇતિહાસ-કાર્યાલયના અધ્યક્ષ હતા. આ કાર્યાલયના અનુભવો અને બીજાં સેંકડો સાધનોથી તેમણે **વીરવિનોદ** નામનું પુસ્તક બનાવી પોતાની કીર્તિને અમર બનાવી જગત ઉપર મહાન ઉપકાર કર્યો છે. તેઓ પોતાના સમયમાં એક પ્રતિષ્ઠિત વિદ્વાન્ અને કવિ ગણાતા. મેવાડ રાજ્યનું ભૂષણ હતા. તેઓ અત્યારે

---

૧. પં૦ કેસરીમલ્લ શર્માએ 'મેવાડ કે સપૂત' નામક ગ્રંથમાં કવિરાજા શ્રી શ્યામલદાસજીના જીવનચરિત્રમાં, અને દી૦ બ૦ શ્રી હરબિલાસજી શારદાએ 'ઓઝા અભિનંદન ગ્રંથ' અંતર્ગત 'રાજપૂતાને મેં પ્રાચીન શોધ' નામક લેખમાં આવોજ અભિપ્રાય આપ્યો છે.

૨. તેમનું નામ સાંવલદાનજી નહિ પણ શ્યામલદાસજી હતું.

૩. અહીં 'પણ' શબ્દનો પ્રયોગ જોતાં લેખક મહાશયનો એવો અભિપ્રાય હોય તેમ જણાય છે કે, ચારણો સંસ્કૃત, હિંદી કે ગુજરાતી ભાષાના ઊંચી કોટના વિદ્વાન કે કવિ હોઇ શકે નહિ. વિક્રમની ત્રીજીથી અઢારમી સદી સુધીમાં બ્રાહ્મણ વિદ્વાનો અને કવિઓએ લખેલા સંસ્કૃતગ્રંથોમાં જ્યાં જ્યાં ચારણોનો ઉલ્લેખ થયો છે, ત્યાં ત્યાં કવિ અને ચારણ અથવા કવિ

આ મર્ત્ય લોકમાં શરીરથી નથી પણ **યશઃ કાયથી અત્યારે છે અને ભવિષ્યમાં જીવિત રહેશે.** હું વર્તમાન મહારાણા સાહેબને આ અનુરોધ કરૂં છે કે **તેઓ આ મહાન વિદ્વાનના આકરગ્રંથનો પ્રચાર કરી મહાન પુણ્ય-કીર્તિને પ્રાપ્ત કરવાનો પ્રસંગ જવા ન દે. આવા ગ્રંથો જગતની વસ્તુ હોય છે.***

અને ચારણકવિ એમ ગમે તે કારણથી ભિન્નતા બતાવવામાં આવી છે. અને બીજી બાજૂ છેલ્લાં એક હજાર વર્ષથી અંધાધુંધી અને લડાઇ–ઝગડામાં રચ્યા પચ્યા રહેલ રાજપૂતાના પ્રદેશના વસવાટને લીધે ચારણ જાતિએ પણ સંસ્કૃત ભાષાનું પઠન–પાઠન બિલકુલ છોડી દીધું છે, એમ અમારે દુઃખ સાથે કબૂલવું પડે છે. અને તેથીજ બ્રાહ્મણાદિ વિદ્વાનોએ આપણા માટે આવા ઉલ્લેખો કર્યા હોય એમ લાગે છે. એટલું છતાં યે સત્તરમી સદી પછીના કેટલાક ચારણ કવિઓ સંસ્કૃત ભાષાના ઉત્તમ વિદ્વાનો હતા. જો કે તેમણે પણ સંસ્કૃત ભાષામાં તો કોઇ અમર રચના કરી નથી, છતાં યે સંસ્કૃત ભાષાની વિદ્વતાએ તેમને હિંદી–ડિંગલના કવિઓમાં મહાકવિપદ અપાવ્યું છે. અને એ વિદ્વતાનો નિચોડ પણ તેમની તે તે ભાષાની કૃતિઓમાં જોવામાં આવે છે.

મહાકવિ સૂર્યમલ્લજી મિશ્રણ, કવિરાજા ચંડીદાનજી મહિયારિયા, મહામહોપાધ્યાય કવિરાજા શ્યામલદાસજી, ગોસ્વામી ગણેશપુરીજી, મહામહોપાધ્યાય કવિરાજા મુરારિદાનજી આસિયા, ઠાકુર કૃષ્ણસિંહજી સોદા આદિ ઓગણસમી સદીના સંસ્કૃત ભાષાના ધુરંધર ચારણ વિદ્વાનોના મૃત્યુ પછી પણ એ પરંપરા ઇશ્વરકૃપાએ ચાલુ હતી; પરંતુ હવે તે સૂકાઇ જશે એવો સંભવ છે. કેમકે છેલ્લાં પંદર વર્ષમાં ઠા૦ સા૦ હનુમદ્દાનજી ગાડણ અને ઠા૦ સા૦ શક્તિદાનજી બારહઠ ગયા. ગયે વર્ષે જાતિના એકમાત્ર સંસ્કૃતના અસાધારણ વિદ્વાન ઇતિહાસમૂર્તિ ઠા૦ સા૦ કિશોરસિંહજી સોદા ગયા! હવે પૂજ્યપાદ દેશભક્ત ઠા૦ સા૦ કેસરીસિંહજી સોદા (કોટા) અને પ્રસ્તુત લેખમાં ઉલ્લેખિત ઠા૦ સા૦ કરણીદાનજી દધિવાડિયા જેવા એ ત્રણ વયોવૃદ્ધ ઉત્તમ વિદ્વાનો બાકી છે. અત્યારે જો કે જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર વધ્યો છે, અને રાજપૂતાનાનાં બે ત્રણ યુવક બંધુઓએ તો હિંદની સર્વોપરિ શિક્ષણ-સંસ્થા હિંદુ વિશ્વવિદ્યાલય, કાશીની એમ૦ એ૦ જેવી સર્વોચ્ચ પદવી મેળવી છે. પરંતુ તેમણે કાશી જેવા સંસ્કૃત ભાષાના વિશ્વવિખ્યાત સ્થાનનો લાભ ન લેતાં પોતાની બીજી ભાષા તરીકે સંસ્કૃતને બદલે હિંદી કે બીજી કોઇ ભાષા લીધી હતી! આ સ્થિતિ વધુ વખત ચાલુ રહી કોઇ ગ્રેજ્યુએટ બંધુ સંસ્કૃતનો અભ્યાસ નહિ કરે તો ઉપરોક્ત બે ત્રણ વિદ્વાનોના આથમ્યા પછી ચારણજાતિમાં વીસમી સદીમાં પણ એકેય સંસ્કૃતનો વિદ્વાન મળશે નહિ, અને નાની સરખી શાસ્ત્રોક્ત કે પૌરાણિક વાત માટે પણ આપણે અન્ય જાતીય વિદ્વાનોનો આશરો શોધવો પડશે! હજુ તો ચારણજાતિનો વૈદિક, પૌરાણિક અને મધ્યકાળનો ઇતિહાસ આપણે શોધવાનો છે; તે સંસ્કૃત ભાષાના અભ્યાસ વિના કેવી રીતે શોધી શકીશું? એટલે કે, કોલેજોમાં ભણતા સજાતીય યુવક બંધુઓ અમારી આ નમ્ર સૂચના તરફ ધ્યાન આપી, અઘરી છે છતાં યે જ્ઞાતિને ભોગે પોતાની બીજી ભાષા તરીકે સંસ્કૃતને લઇ એમ૦ એ૦ બને એવી અમે આશા સેવીએ છીએ. * આ લેખ લખાયા બાદ ઉદયપુરના વર્તમાન મહારાણા સાહેબે આ મહાગ્રંથને ૬૦) રૂપિયા કલદાર અથવા ૧૦૦) રૂપિયા ચિતોડી મૂલ્યથી વેચવાની આજ્ઞા જાહેર કરી છે.

—તંત્રી : ગુજરાતી વિભાગ

## ફત્તેહપ્રકાશ પ્રશસ્તિકાવ્ય

જે શ્રીમાન ઠાકોર કરણીદાનજીનો ઉલ્લેખ હું પહેલાં કરી ગયો છું તેઓ કવિરાજ સાંવલદાનજીની ઉત્તર પરંપરામાં થયા છે. અર્થાત્ ઠાકોર કરણીદાનજીના દાદા, સાંવલદાનજી કવિરાજના ભાઇ થતા હતા. તેથી કવિરાજ સાંવલદાનજીના વિદ્યાપ્રેમની ઝાંખી ઠાકોર કરણીદાનજીમાં નજરે પડે છે.[1] તેમણે '**ફતેહ પ્રકાશ પ્રશસ્તિ કાવ્ય**' નામની એક રાજપ્રશસ્તિ બનાવી છે. તે સંસ્કૃત ભાષાનાં ૧,૨૫૦ પદ્યોમાં પૂરી થઇ છે. તે એક સારૂં કાવ્ય છે. તેમાં **બાપા રાવળથી લઇ મહારાણા ભૂપાલસિંહજી સુધી** સાધારણ કાવ્ય અને ઇતિહાસ મિશ્રિત પદ્ધતિથી સરળ અને સંક્ષેપમાં વર્ણન છે. છંદ મોટે ભાગે અનુષ્ટુપ્ છે.

ઠાકોર શ્રી કરણીદાનજી સજ્જન અને વિદ્વાન્ હોઇ નમ્ર અને ગુણગ્રાહી છે. ગયા ચાતુર્માસમાં અમારી સાથે તેમનો પરિચય થયો. તેઓ અમારી પાસે અવારનવાર ઉપાશ્રયે આવવા લાગ્યા. તેમની ઓફિસમાં મને લઇ ગયા.

---

૧. સ્વ૦ પ્રાતઃસ્મરણીય કવિરાજા શ્રી શ્યામલદાસજી દધિવાડિયાના ભગીરથ પ્રયત્નથી ઉદયપુરમાં 'ચારણ પાઠશાળા'ની સ્થાપના થઇ હતી. તેમાં સંસ્કૃત ભાષામાં પડાંગ કાવ્યસાહિત્યનું ઉચ્ચ શિક્ષણ અપાતું હતું. પરંતુ ઉક્ત કવિરાજાજીનો સને ૧૮૯૩ માં દેહાંત થતાં પાઠશાળાનું કામ શિથિલ બન્યું અને ચારણોની તત્કાલિન વિદ્યા પ્રત્યેની અરુચિને લીધે તેમાં ભણતા ઘણાખરા વિદ્યાર્થીઓ નાસી ગયા. છતાં યે જે પાંચ-સાત પ્રતિભાસંપન્ન વિદ્યાર્થીઓએ ત્યાં રહી કાવ્ય-સાહિત્ય અને વ્યાકરણાદિનો સંપૂર્ણ અભ્યાસ કર્યો, તેમાં દેશભક્ત ઠા૦ સા૦ કેસરીસિંહજી સોદા ( કોટા ), ઠા૦ સા૦ કરણીદાનજી દધિવાડિયા અને સ્વ૦ ઠા૦ સા૦ કિશોરસિંહજી સોદા એ મુખ્ય હતા. એ ત્રણે સંસ્કૃતના ઉત્તમ વિદ્વાન અને કવિ થયા.

અત્યારે એ પાઠશાળાનું પરિવર્તિત નામ "શ્રી ભૂપાળ ચારણ છાત્રાલય" રાખવામાં આવ્યું છે. ચારણ પાઠશાળાને તેના સંસ્થાપક કવિરાજા શ્રી શ્યામલદાસજીના ઉત્તરાધિકારી પોતાની ખાનગી મિલ્કત સમજી તેનો અનુચિત લાભ લેતા હતા. એમનો અધિકાર ખસેડીને તેને હાલના સ્વરૂપમાં લાવવાનું પ્રાયઃ બધું શ્રેય અખિલ ભારતીય ચારણ સંમેલનના ભૂતપૂર્વ પ્રધાનમંત્રી અને હાલમાં આ પત્રના મુખ્ય તંત્રી ઠા૦ ઇશ્વરદાનજી આસિયાની ઘણા વર્ષોની નિરંતર પ્રેરણા, પ્રયાસ અને પ્રયત્નને આભારી છે. અત્યારે છાત્રાલયનો પ્રબંધ ઠા૦ સા૦ કરણીદાનજી દધિવાડિયાના હાથમાં છે, અને તેઓ તેના સેક્રેટરી છે. પરંતુ આ અંકના હિંદી વિભાગમાં એ છાત્રાલય સંબંધી જે તંત્રીનોંધ પ્રસિદ્ધ થઇ છે તે વાંચતાં અમને દુઃખ થાય છે કે, તેમના જેવા વિદ્વાન સજ્જનના હાથમાં છાત્રાલયનો પ્રબંધ હોવા છતાં પણ તે સંતોષકારક નથી; અને તેની સાથે તેઓ જાતિહિતનાં કાર્યો તરફ પણ દુર્લક્ષ્ય સેવે છે! એમના જેવા પ્રતિભાશાળી વિદ્વાનની સંમેલનના એક પણ અધિવેશનમાં હાજરી નહિ, તે શું ઓછો દુઃખનો વિષય છે ! ! કહેવાનું તાત્પર્ય કે, તેઓ એ તંત્રીનોંધની ઉપયોગી સૂચનાઓ પર શીઘ્ર ધ્યાન આપી તેનો કાર્યરૂપમાં અમલ કરશે એવી અમે આશા રાખીએ છીએ.

—તંત્રી : ગુજરાતી વિભાગ

તેમણે ઉપર્યુક્ત **'ફતેહપ્રકાશ પ્રશસ્તિકાવ્ય'** ઉપાશ્રયમાં લાવી મને બતાવ્યું. અને તેમાં યોગ્ય સુધારો કરવાનું પણ કહ્યું. બહુ પ્રેમપૂર્વક મેં તે કાવ્યનો કેટલોક ભાગ જોયો અને મારી બુદ્ધિ પ્રમાણે મેં તે માટે શ્રી કરણીદાનજી સાહેબને યોગ્ય સૂચના કરી; જેનો અમલ તેમણે નમ્ર ભાવથી કર્યો. મને દુઃખ છે કે આખું કાવ્ય જોવાનો તેમનો બહુ આગ્રહ હોવા છતાં તે કાવ્યને હું સંપૂર્ણ જોઇ શકવા જેટલો સમય કાઢી શક્યો નહિ અને તેથી તેમની માગણી હોવા છતાં, તે ઉપર મારો અભિપ્રાય પણ લખી શક્યો નથી. આ કાવ્યમાં સીસોદિયા વંશનો પ્રારંભથી અત્યાર લગીનો ટૂંક ઇતિહાસ છે, **જે 'વીરવિનોદ'નું નવનીત પણ કહી શકાય** શ્રીમાન ઠાકોર કરણીદાનજીના કહેવાથી જણાયું કે મહારાણા ફત્તેહસિંહજી ની ઇચ્છા-પ્રેરણાથી પ્રસ્તુત પ્રશસ્તિની રચના કરવામાં આવી છે. તેથી ઉદયપુર રાજ્યની સનાતન પદ્ધતિ પ્રમાણે આ સંપૂર્ણ કાવ્યને શિલાલેખોમાં કોતરાવવાની પૂરી ખાતરી હતી. દૈવયોગે કાવ્ય પૂરૂં થતાં પહેલાં મહારાણાશ્રી ફત્તેહસિંહજી સાહેબ દેવલોકવાસી થઇ ગયા. અત્યારે તેમનાજ પુત્ર મહારાણાશ્રી ભૂપાલસિંહજી રાજગાદી ઉપર છે. ઠાકોર કરણીદાનજી ઉપર તેમની કૃપા સારી છે તેથી તેમને પૂરી આશા છે કે, વર્તમાન મહારાણા સાહેબ આ પ્રશસ્તિ કાવ્યને શિલાલેખોમાં કોતરાવી ચિત્તોડના મહેલમાં યા કોઇ પ્રસિદ્ધ સ્થાનમાં મૂકાવશે અને પોતાની કારકિર્દીને ચિરંજીવી બનાવશે.

ઉદયપુર રાજ્ય પ્રાચીનતમ હોવા છતાં અત્યારે ઉદયપુરમાં દિગ્ગજ વિદ્વાનો તો નથી; પણ પંડિત ગિરિધરલાલજી શાસ્ત્રી, ઠાકોર કરણીદાનજી વગેરે કેટલાક સારા વિદ્વાનો છે. પંડિત ગિરિધરલાલજી કાવ્ય સાહિત્યના સારા જ્ઞાતા વિદ્વાન છે. તેમણે **કાવ્ય પ્રકાશ** ઉપર પદ્યબદ્ધ સંસ્કૃત વૃત્તિ વગેરે કેટલાક ગ્રંથો બનાવ્યા છે. ઉદયપુરમાં રાજ્ય તરફથી એક સંસ્કૃત શાળા પણ ચાલે છે.

મેવાડ રાજ્ય તરફથી ચાલતાં પુસ્તકાલયોની અહીં રૂપરેખા આપી છે. આટલું મોટું અને પ્રાચીન રાજ્ય હોવા છતાં રાજ્ય તરફથી જનતાને માટે ફક્ત એકજ 'પુસ્તકાલય' છે, એ બહુજ ઓછું દેખાય છે, જ્યારે વડોદરા રાજ્ય તરફથી એક હજાર કરતાં વધુ પુસ્તકાલયો સ્થાપિત થયાં છે. જો કે મેવાડની પ્રજામાં શિક્ષણનો ઘણો અભાવ હોવાથી તેને વાચનનો શોખ પણ નથી, છતાં રાજ્ય તે શોખ લગાડવા પગલાં લે તો સફળતા મળી શકે ખરી.

બીજી વાતની એ ભલામણ છે કે, મેવાડમાં સેંકડો પ્રાચીન જૈન અને વૈદિક મંદિરો ભગ્ન–અર્ધભગ્ન અવસ્થામાં પડયાં છે. અનેક પ્રાચીન તળાવો, કિલ્લાઓ અને જૂનાં સ્થાનો છે. ત્યાંથી મૂર્તિઓ, શિલાલેખો વગેરેનો સંગ્રહ કરી રાજ્યના મ્યુઝિયમને સમૃદ્ધ, વ્યવસ્થિત અને ઉપયોગી બનાવવામાં આવે તો મેવાડના ઇતિહાસ ઉપરજ નહિ; પરંતુ ભારતના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડી શકે. હું ચાહું છું કે મહારાણા સાહેબ આ નમ્ર સૂચના તરફ ધ્યાન આપી યોગ્ય કાર્ય કરી બતાવશે.*

**'કૌમુદી' એપ્રિલ ૧૯૩૬ ના અંકમાંથી ઉદ્ધૃત**



* મુનિ શ્રી હિમાંશુવિજયજીના ગુરૂદેવ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજે પણ ઉદયપુરના એ ચાતુર્માસ પ્રસંગેના વિહાર સંબંધી **'મારી મેવાડયાત્રા'** નામથી ગુજરાતી ભાષામાં

વિસ્તૃત અને પાંડિત્યપૂર્ણ લેખમાળા લખેલી, અને તે **"જૈન જ્યોતિ", "મુંબઇ સમાચાર"** આદિ પત્રોમાં પ્રસિદ્ધ થયેલી. હિંદી ભાષામાં તો એ લેખમાળા **"मेरी मेवाड़-यात्रा"** નામથી પુસ્તિકાકારે પણ પ્રસિદ્ધ થવા પામી છે. તેમાં ઉક્ત મુનિરાજે ઓસવાલ જૈનોના ઉદયપુર રાજ્ય સાથેના ઘનિષ્ટ સંબંધનું વર્ણન કરતાં આપણા આધુનિક સમર્થ કવિરાજ ઠાકુર કેસરીસિંહજી સોદા (સોન્યાણા)એ તેમના અમર ગ્રંથ **"प्रताप-चरित्र"**માં ઓસવાલ કુલભૂષણ મંત્રીવર ભામાશાહની અપૂર્વ સ્વામીભક્તિનું જે અનૂઠી કવિતામાં આલેખન કર્યું છે, તે આખો પ્રસંગ સુંદર વિવેચન સહિત આપ્યો છે. આ પ્રસંગે એ લેખમાળામાંથી તેટલો ભાગ અત્રે ઊતારવાના લોભને અમે રોકી શકતા નથી. **–તંત્રી : ગુજરાતી વિભાગ**

" ........જ્યારે મહારાણા પ્રતાપનું નામ, એનું દેશાભિમાન અને એની ધર્મદ્રઢતાનો દુંદુભી આજ પણ દિગ્–દિગંતમાં ગાજી રહ્યો છે. તેવીજ રીતે કટોકટીના સમયે એ મહારાણાના સહાયક થનાર અને દેશરક્ષાના કાર્યમાં તેને ઉત્તેજિત કરનાર ભામાશાહનું નામ પણ તેટલુંજ જગપ્રસિદ્ધ વ્યાપ્ત થયેલું છે. દુનિયાનો કોઇ પણ સાચો ઇતિહાસકાર મહારાણા પ્રતાપના નામની સાથે મહામાત્ય ભામાશાહનું નામ પણ ભૂલી શક્યો નથી; અને ભૂલી શકે તેમ નથી. મહારાણા પ્રતાપની સાથે ભામાશાહ માટે પણ આજ સુધીમાં ઘણું લખાયું છે; અને ઇતિહાસકારોએ, કવિઓએ, નાટકકારોએ, ભામાશાહની સ્વામીભક્તિ અને દેશભક્તિનાં ભૂરિ ભૂરિ વખાણ કર્યાં છે. આ બધાનો ઉલ્લેખ કરવાનો આ પ્રસંગ નથી, છતાં **શ્રીયુત કેસરીસિંહજી બારહઠ** નામના એક કવિએ હમણાં બહાર પાડેલ **'પ્રતાપચરિત્ર'**માં પ્રતાપ અને ભામાશાહનો પ્રસંગ જે સુંદરતાપૂર્વક વર્ણવ્યો છે, એની કંઇક વાનગી આ પ્રસંગે આપવાની લાલચને રોકી શકતો નથી.

મહારાણા પ્રતાપ ધનહીન, સાધનહીન બનતાં પોતાના પ્યારા મેવાડનો ત્યાગ કરે છે. ત્યાગ કરતાં કરતાં પણ પોતાની સ્વતંત્રપ્રિયતાને છોડતો નથી; અને પોતાના સાથીઓને સંભળાવે છે :

**कछु दिन इमि रहि दूर कहिं, स्थापहिं राज्य स्वतंत्र ।**
**प्रान रहै तक नहिं रहै, पत्ता तो परतंत्र ॥ ૭૧૧ ॥**

પ્રાણ રહેવા સુધીમાં કયારે પણ પરતંત્ર–ગુલામીમાં નહિ રહેવાની પ્રતિજ્ઞા કરતાં પ્રતાપ દેશ છોડી ચાલી નીકળે છે. હૃદયમાં દુઃખનો પાર નથી, પણ સાધનહીન પ્રતાપ માટે દેશ છોડવા સિવાય બીજો શો ઉપાય છે?

પ્રતાપ ઘોડેસવાર થઇ વિદાય થાય છે. તે વખતે જેના વાળ સફેદ થઇ ગયા છે, શરીરથી અશક્ત છે, લાકડીના ટેકાથી ચાલી રહ્યો છે, ચાલતાં ચાલતાં ઠોકરો ખાય છે, એવો એક વૃદ્ધ પુરૂષ પ્રતાપની સામે માર્ગમાં આવીને આડો ઊભો રહે છે. આ વૃદ્ધ પુરૂષ કેવા ભાવપૂર્વક મહારાણા પ્રતાપની સામે આવીને ઊભો છે, એનું વર્ણન કરતાં કવિ કથે છે:

**स्वामि-भक्ति-प्रेम धर्यो पूरन हृदय बीच,**
**देस-अभिमान भर्यो जाकी रग-रग में ।**

कीरति को लाडो और मन को उदार गाढो,
भामासाह आडो आय ठाढो भयो मग में ॥ ७३२ ॥

સંધ્યાકાળનો સમય હતો, પ્રતાપે લાકડીના ટેકાથી સામે આવીને ઊભેલા વૃદ્ધ પુરૂષને ન ઓળખ્યો. પ્રતાપ એ વૃદ્ધ પુરૂષને પૂછે છે: "તમે કોણ છો? તમારી જાત શી? તમારૂં નામ શું છે? તમારી ઉપાધિ શી છે? તમારૂં ગામ કયું?" ભામાશાહ પ્રતાપના આ પ્રશ્નોના ઉત્તરમાં જે કહે છે, તે કવિના શબ્દોમાં આમ છે:

बोलि 'जयजीव!' और नजर सप्रेम कीन्हीं,
सेठ के अपार भयो हृदय हुलास है।
हाथ जोरि चर्नन में अरज करन लागो,
चित्रकूट हमारो पुरानो नाथ! वास है।
बनिया है जाति और किंकर को नाम 'भामा',
वर्तमान वास जो यहाँ तें बहु पास है।
पुरुषा हमारे रहे रानन के मंत्री खास,
रावरो दयालु! यह दासन को दास है ॥ ७३४ ॥

'ભામા'નું નામ સાંભળતાંજ પ્રતાપ આશ્ચર્યમાં ગરકાવ થયો. ભામાશાહ એ તો પોતાનો બહુમાન્ય રાજપુરૂષ. ભામાશાહનું સ્થાન પ્રતાપના દરબારમાં, અરે પ્રતાપના હૃદયમાં કેટલું ઊંચું હતું એ પ્રતાપના શબ્દોથી પ્રતીત થાય છે:

बहुत प्रसन्न होइ पातल नजर लीन्ही,
कही महारान तुम बांधव की ठौर हो।
लायक हो बहुत हमारे खास सेवक हो,
जेते हैं हमारे मंत्रि उनके हू मौर हो।

કેટલું બહુમાન! પ્રતાપ કહે છે: તમે તો મારા બંધુને સ્થાને છો, લાયક છો, અમારા ખાસ સેવક છો, એટલુંજ નહિ પણ અમારા અત્યાર સુધીના મંત્રીઓમાં મુકુટ સમાન છો.

પ્રતાપે પોતાનો પ્યારો દેશ છોડવાનું કારણ બતાવ્યું, છતાં ભામાશાહ દેશ નહિ છોડવાને આગ્રહ કરે છે, અને પોતાની હાર્દિક ભકિત પ્રગટ કરે છે. અને જયારે તે માર્ગમાંથી હઠતો નથી, ત્યારે પ્રતાપ કહે છે:

कहै महारान साह ऐसी ही तुम्हारी भक्ति,
तदपि हमारी गल नाहक परो हो तुम।
धर्म के निमित्त सब सेना बलिदान भई,
देखिकै हमारो दुःख नाहक जरो हो तुम।

तुर्क सों लरन नई सेना फिर संचय व्है,
तेतो धन बूढे साह कहँातें भरो हो तुम ?
अपने निवास पर क्यों नहिं फिरो हो पाछे,
ऐसो हठ भामासाह ! नाहक करो हो तुम ॥ ७२७ ॥

ભામાશાહ કહે છે: જે વખતે જન્મભૂમિ વિપત્તિમાં આવી પડી છે, તેને જોઈ હું કેમ સંતાઇ શકું? આવા વિકટ પ્રસંગમાં મારા દેશની અને સ્વામીની યથાશકિત સેવાથી કેમ પાછો પડું? આખરે તે કહે છે:

वित्त अनुसार आज सेवा ही वजाऊँ कहा ?
मालिक के हेत नाथ ! ऊभो विकि जाऊँ मैं ॥ ७३८ ॥

સ્વામીની સેવાને માટે હું ઊભો ઊભો વેચાઇ જવા તૈયાર છું. ધન્ય છે ભામાશાહ! ભામાશાહ પોતાનું સર્વસ્વ મહારાણા પ્રતાપના ચરણોમાં ધરી દે છે. સ્વામિભકિત અને દેશ-ભકિતના આદર્શ સમાન ભામાશાહ ઇતિહાસનાં પૃષ્ઠોમાં પોતાનું અમર નામ કોતરાવે છે. કવિએ ભામાશાહની આ ભકિતની ભૂરિભૂરિ પ્રશંસા કરતાં છેવટે સાચા સ્વામીભકત સુગ્રીવની સાથે તુલના કરતાં કહ્યું છે:

उन किय सेवा लोभ हित, तुम निरलोभ असेस ।
सेवक वर सुग्रीव तें, भामासाह ! विसेस ॥ ७४६ ॥

સેવા બન્નેએ કરી, પરંતુ સુગ્રીવની સેવા લોભના કારણે હતી. ભામાશાહની સેવા નિર્લોભપણાની હતી. એટલા જ માટે સુગ્રીવ કરતાં પણ ભામાશાહ વધી જાય છે. ”



## સાહિત્ય-સેવા

પુસ્તકના રૂપમાં જ વાચકોના હાથમાં પુસ્તકોનો થોકડો મૂકવામાં આવે તો જ એ વ્યકિતએ સાહિત્યની સેવા કરી છે, એવું માનવામાં આવે તો અનવસ્થાનો પ્રસંગ ઊભો થશે. ગ્રે નામના કવિએ પોતાના જીવન દરમિયાન પચાસેક જેટલાં અનુવાદ–કાવ્યો લખીને સાહિત્યની જે સેવા કરી છે, તે છપાયેલા કાગળોના મોટા ઢગલાથી થઇ શકતી નથી. આ તત્ત્વ લક્ષ્યમાં રાખવાની જરૂર છે.

—ગોવિંદ સખારામ સરદેસાઈ

---

## બ્રહ્મચર્ય

"બ્રહ્મચર્યનું પાલન સંસારમાં મુશ્કેલ તો છેજ, પણ જો તે જગતમાંથી નિવૃત્ત થઇને પળાતું હોય, તો તેની બહુ કિંમત નથી."

—મહાત્મા ગાંધીજી



# દૂર થા દૂર થા દુષ્ટ દારૂ!

(લેખક: કવિશ્રી ત્રિભુવનભાઇ ગૌરીશંકર વ્યાસ, રાજકોટ)

[ ચારણ જાતિને અધોગતિ–ગ્રસ્ત બનાવવામાં જાગીરના મદની સાથે તેના જીવન–સહચર મદ્ય–દારૂએ કેટલો અગત્યનો ભાગ ભજવ્યો છે; અને ભજવ્યે જાય છે, તેનાથી કોણ અજાણ છે? હમણાં જ મારા એક બાળપણથી પરિચિત સજાતીય સ્નેહી કે જેઓ અમારા પંથકમાં જાતિને ઉપકારક નીવડવાની હું આશા સેવતો હતો, તેમનું દારૂથી થયેલું અધઃપતન મેં નજરો નજર જોયું, ત્યારે તો મારૂં કાળજું કપાઇ ગયું!

ગયા વર્ષથી હિંદના સાત પ્રાંતોમાં કાંગ્રેસી–અમલ શરૂ થતાં મદ્રાસ પ્રાંતમાં સર્વ પ્રથમ દેશના દુશ્મન એ દારૂના દૈત્યનો ફરજિયાત નાશ આરંભાયો. અને ત્યાર બાદ મુંબઇ પ્રાંતમાં પણ પ્રસિદ્ધ ઔદ્યોગિક નગર અમદાવાદમાંથી છેલ્લા ચારેક માસથી તેની કાનૂન દ્વારા બંધી ફરમાવવામાં આવી છે. એ માંગલિક પ્રસંગે કવિશ્રી ત્રિભુવનભાઇએ આ માર્મિક–ઉત્તમ ભાવવાહી કાવ્ય રચ્યું છે. તે આપણા સમાજને પણ બહુ ઉપયોગી જણાતાં અહીં ઊતાર્યું છે. જો કે મહાકવિ ઉમરદાનજી લાળસે દારૂના દુર્ગુણોનું માર્મિક વર્ણન કરવામાં કાંઇ બાકી રાખ્યું નથી, અને એ કવિતાથી આપણો સમાજ બહુધા પરિચિત હોવા છતાં તેની કાંઇ અસર થયેલી જણાઇ નથી. છતાં યે આ નવયુગના જાગરણે પ્રસ્તુત કવિતા કાંઇક અસર નીપજાવી અન્ય સામાજિક કુરૂઢિઓની જેમ દારૂના દુર્ગુણને ફગાવી દેવા આપણા સમાજને વિચાર કરતો કરશે એવી આશા છે. —તંત્રી: ગુજરાતી વિભાગ ]

### ઝુલણા છંદ

આજ ભારતતણો ગગન ઘનઘોર છે, દુઃખ દારિદ્ર ને દર્દ દળથી,
પીડિત છે બંધુઓ, ભગિનીઓ, બાળકો, વ્યસનના પૂર માંહે વમળથી;
શક્તિ સદ્‌ગુણને નષ્ટ કીધાં અરે! ભ્રષ્ટ કીધું ભલું વતન પ્યારૂં,
સર્વ ધર્મો તણી આ ભૂમિથી હવે દૂર થા દૂર થા દુષ્ટ દારૂ!

અન્ન ખાવા નથી, દૂધ પીવા નથી, વસ્ત્ર પૂરાં નથી અંગ ઉપરે,
જીવનનાં સાધનો જરૂર પૂરતાં નથી, કામનો થાક તે કયાંથી ઊતરે?
હાડ પિંજર સમી નીપજે છે પ્રજા દેશમાં ક્રૂર પેઠો લૂંટારૂં,
સર્વ ધર્મો તણી આ ભૂમિથી હવે દૂર થા દૂર થા દુષ્ટ દારૂ!

જિંદગી વેડફી છે અમારી અરે! પાક તેં સર્વ નાપાક કીધું,
હૃષ્ટ ને પુષ્ટ અમ હિંદ સંતાનનું ઘૂંટડે ઘૂંટડે લોહી પીધું;

ધર્મની ભાવના ધૂળ ભેગી કરી, નીતિને તેં બનાવી બજારૂ,
સર્વ ધર્મો તણી આ ભૂમિથી હવે દૂર થા દૂર થા દુષ્ટ દારૂ !

હિંદુને ના ખપે જૈનને ના ખપે, પાક ઇસ્લામને તો ખપે ના,
તોય તેં હાય! પરદેશથી આવીને, આંહી અડ્ડા જમાવ્યા જ શેના ?
વેશ સુધરેલને। ધારીને ભોળવ્યા, જીવન તેં ઝેર કીધું અમારૂં,
સર્વ ધર્મો તણી આ ભૂમિથી હવે દૂર થા દૂર થા દુષ્ટ દારૂ !

કુળની કુલીનતા, પુરુષની પુનીતતા, નારીની નમ્રતા તેં હરી છે,
ખીલતાં પુષ્પ શાં બાલુડાંની અરે ! ગાલની લાલીઓ ઊતરી છે;
ઉત્સવો ટાળીને મિજલસો માંડી તેં પ્યાલીનું માન મોટું વધાર્યું;
સર્વ ધર્મો તણી આ ભૂમિથી હવે દૂર થા ૂર થા દુષ્ટ દારૂ !

વેશ વિલાયતી ધારી આ દેશમાં તેં પ્રવેશી પ્રતિપક્ષ સ્થાપ્યો,
દેશનાં વેશ, સાદાઈ ને શુચિ તણી ભાવનાને તિરસ્કાર આપ્યો;
યદ્યપિ ભૂખ છતાં મદ્યપી વધી પડયા, દુર્ગુણોનું લઈ છેક લારૂ,
સર્વ ધર્મો તણી આ ભૂમિથી હવે દૂર થા દૂર થા દુષ્ટ દારૂ !

રામ ને રહીમને। જાપ જપતી પ્રજા તેમનાં વદન તેં ભ્રષ્ટ કીધાં,
ગલીચ ગાળો વડે એજ મુખથી અરે! કૈંક સન્નારીને કષ્ટ દીધાં;
શ્વાન હડખાયલું હોય એવું કર્યું મનુજનું મગજ તેં તો નઠારૂં,
સર્વ ધર્મો તણી આ ભૂમિથી હવે દૂર થા દૂર થા દુષ્ટ દારૂ !

મુકિતને ઝંખતી ભારતી માત જ્યાં પૂર્ણ સ્વાતંત્ર્યનાં યુદ્ધ માંડે,
કોણ એવો હશે હિંદી જે આ સમે મદ્યના પાનથી ભાન છાંડે !
કષ્ટ હોજો બહુ નષ્ટ હોજો સહુ, કિંતુ ના જોઈએ ભ્રષ્ટ દારૂ;
સર્વ ધર્મો તણી આ ભૂમિથી હવે દૂર થા દૂર થા દુષ્ટ દારૂ !

—"શારદા" દીપોત્સવી-અંક, અકટોબર ૧૯૩૮ માંથી

# યુગ-સંદેશ

લેખક : શ્રી જીવણલાલ નાથાભાઈ વરસડા, ભાદરવા (મધ્ય ગુજરાત)

નવયુગની હાકલ આજે મનુષ્ય માત્રને–પછી તે રંક હો યા રાજા, બાળક હો યા વૃદ્ધ, કુલીનશાહીનો માંધાતા હો યા સમાજવાદનો હિમાયતી હો, પરંતુ માનવ-જાત તરીકે જેને જેને આ યુગમાં જીવવું છે, તેને સાંભળ્યે જ છૂટકો છે. કેમકે આજનું વર્તમાન એ આવતી કાલનું ભાવિ બનશે. આજે આકાશ-વાણીના યુગમાં બહેરો માણસ પણ ગમે ત્યાં બેસી આ સંદેશ સાંભળી શકશે, અને જન્માંધ નવી દષ્ટિએ જોઇ શકશે. આજે તો આપણા વડીલોની જૂની દુનિયા અદશ્ય થઇ છે, અને આપણે વિજ્ઞાનની નવી દુનિયામાં મૂકાઇ ગયા છીએ. શ્રદ્ધા આંધળી બની છે, અને બુદ્ધિને નવી દષ્ટિ સાંપડી છે. આજની હવા અને જૂનું માનસ બન્ને વિરોધી તત્ત્વો બન્યાં છે. ચોમેર ક્રાંતિનો ધ્વનિ સંભળાઇ રહ્યો છે. એવા બુદ્ધિવાદના જમાનામાં આપણે આજે જીવી રહ્યા છીએ.

એક બાજૂ વૃદ્ધ સામ્રાજ્યવાદ જાણે કે તેનાં કુકર્મોની શિક્ષા ભોગવતો હોય તેમ રોગી બની વિનાશક માર્ગે ગતિ કરી રહ્યો છે, ત્યારે બીજી બાજૂ લોકશાસનવાદ વધુ યુવાન અને શક્તિશાળી બનતો જતો જોવામાં આવે છે. એવા પ્રચંડ ક્રાંતિના પ્રવાહ વચ્ચે રહીને માનવ-જીવનના ગંભીર પ્રશ્નો આજના માનવીએ ઉકેલવાના છે. અને એ પ્રશ્નો ઉકેલી પોતાના જીવનમાં મૂકવાના છે. માનવજાતિ મુક્તિને માર્ગે પોતાની કૂચ કરી રહી છે, પણ તેના માર્ગમાં જે કેટલાંક આવરણો છે, તે હજારો વર્ષની તેની વેદનાનાં સ્મરણ ચિહ્નો છે. એ રાક્ષસી અવરણોને દૂર કરી આંતર-રાષ્ટ્રીય-દષ્ટિએ આજના જીવન-મરણના ગંભીર પ્રશ્નોનો આપણે ઉકેલ આણવાનો છે.

આત્મરક્ષાના, જીવન-વિકાસના અને વિશ્વ-શાંતિના બહુમૂલ્ય પ્રશ્નો પ્રત્યે ઉદાસીનતા રાખ્યે હવે માનવ-જાતિને પાલવી શકે તેમ નથી. પશ્ચિમનું વિજ્ઞાન આજે માનવ-જીવનમાં તાણા-વાણાની પેઠે વણાઇ ગયું છે. જીવનની ઘણી ખરી જરૂરિયાતો ઉપર આજે તેણે પૂર્ણ કાબુ મેળવી લીધો છે, પરંતુ વિજ્ઞાન દ્વારા કુદરત ઉપર ફતેહ મેળવવા જતાં આજનો માનવી તેનો કેદી બન્યો છે એમ કહીએ તો જરાયે ખોટું નથી. અને તેથી આપણા જીવન-મરણના પ્રશ્નો આજે પહેલાંના કરતાં તદ્દન નિરાળા બન્યા છે. એટલે કે ભૂતકાળમાં જીવવું જેટલું સહેલું હતું, તેટલું જ આજે તે મુશ્કેલ બન્યું છે. જીવનનાં ધ્યેય, સાધનો અને જરૂરિયાતો નવીન ઊભાં થયાં છે. જીવનના માર્ગમાં સ્વપ્ને પણ ખ્યાલ ન હોય તેવી મુશ્કેલીઓ આજે ઊભી થઇ છે.

આજની દુનિયામાં સૌ કોઇ જોઇ શકે છે કે, વિજ્ઞાનીઓને મન પૃથ્વીનો ગોળો એક નાની વસ્તુ બની ગયો છે. એને ધારણ કરનાર કાચબો ને શેષનાગ કોણ જાણે ક્યાં આજે છુપાઇ ગયા છે ! પછી આપણા કવિઓ તેમનું સ્થાન જાણતા હોય તો ભલે ! આકાશ-ઉડ્ડયન પૃથ્વી-પર્યટન, સમુદ્ર-વિહાર એ તો હવે સર્વ સાધારણ વિષય જેવાં બની ગયાં છે. આજે તો મંગળ અને ચંદ્રની દુનિયામાં જવાની મહત્ત્વાકાંક્ષા કેટલાક વૈજ્ઞાનિકો સેવી રહ્યા છે. આજનો કાળા માથાનો

માનવી તો મૃત-સંજીવની વિદ્યાના પણ પ્રયોગ કરવા માગે છે. આજે વગર તારના દૂરદૂરના દેશો વચ્ચેના સંદેશાઓ, ગાયન, નૃત્ય વગેરે સાંભળવું કેટલું સસ્તું બન્યું છે ? પરંતુ **अति सर्वत्र वर्जयेत्** ની પેઠે જગતને ઉપકારક એ વિજ્ઞાન તેને વિનાશને પંથે પણ દોરી રહ્યું છે. અને એના ફળરૂપે અનેક જાતની લડાયક રાસાયનિક સામગ્રી, મનુષ્ય સંહારનાં ઝેરી ગેસ જેવાં સાધનો દુનિયાનાં તમામ પ્રબળ રાષ્ટ્રો તરફથી ઢગલાબંધ તૈયાર થતાં જોવામાં આવે છે અને તેનું પરિણામ વિશ્વ-યુદ્ધમાં આવે તો નવાઇ નહિ. આજે દુનિયાનાં મોટાં મોટાં રાજ્યો અરસપરસ મિત્રતાના કરાર કરે છે. પરંતુ તેથી એમ માની લેવાનું નથી કે, યુદ્ધ આવવાનું નથી. એવા કરાર કરવા છતાં એ રાજ્યો અંદરખાનેથી લડાઇને પંથેજ દોરાઇ રહ્યાં છે. એમની વચ્ચે પરસ્પર સાચો વિશ્વાસ અને મિત્રતાની ભલી લાગણી હોય તેમ જણાતું નથી. આ અંકના હિંદી વિભાગમાં મુખ્ય તંત્રી મહોદયે **भावी महायुद्ध** નામક લેખમાં ફ્રાંસ અને જર્મનીની ભયંકર કિલ્લેબંદીનું જે વર્ણન કર્યું છે, તે ઉપરથી એવાં બળવાન રાજ્યો યુદ્ધસામગ્રી ઘટાડવાને બદલે નવી નવી યોજનાઓ અમલમાં મૂકી દિન પ્રતિદિન વધારતાંજ જાય છે એમ આપણે જોઇ શકીએ છીએ. તેમના મિત્રતાના કરારની પાછળ પવિત્રતાની ભાવના બિલકુલ નથી. પરંતુ તેમાં એ સ્વાર્થી સામ્રાજ્યોની રાજ-રમત અને ભેદનીતિનો ઢાંકપીછોડો છે. એટલે મિત્રરાજ્યો કયાં અને દુશ્મન રાજ્યો કયાં તે કહેવું આજે મુશ્કેલ બન્યું છે. દુનિયાનાં ઘણાં રાજ્યો પોતાના બજેટનો મોટો ભાગ યુદ્ધ-સામગ્રીમાં રોકીને બલ્કે લોનો લઇને પણ બીજાથી પાછળ ન રહી જવાય તેટલા માટે પોતાની શક્તિ વધારવા આગળ આગળ દોડતાં અને તેની ચિંતામાં ઘેરાયેલાં જોવામાં આવે છે. પરંતુ આ બધી દોડધામ થાય છે શા માટે એ પ્રશ્ન મહત્ત્વનો ખુલાસો માગે છે.

આજે ખાસ કરીને પશ્ચિમની પ્રજામાં વ્યાપારી દૃષ્ટિએ ઇર્ષાનો દાવાનળ સળગાવી દીધો છે; અને વિજ્ઞાનની શોધોએ તેમાં ઘી હોમ્યું છે. પોતાના પુરૂષાર્થમાંજ માનનારી એ પ્રજા આજે એ રીતે અવળે માર્ગે દોરાઇ રહી છે. જર અને જમીનની ભૂખી એ પ્રજાને કાચા માલની ખરીદી માટે કાયમનાં બજાર જોઇએ છે. આ સ્વાર્થી નીતિ સિદ્ધ કરવા માટે પોતાની રાજ્યસત્તા વધુ બળવાન બનાવવાની તેમને ખાસ જરૂર ઊભી થઇ છે, અને તેને માટે ગમે તે ભોગે પોતાનાં પાડોશી નિર્બળ રાજ્યોને દબાવીને અથવા ગળી જઇને ફેસિઝમ કે ડિકટેટરશાહીને નામે પોતાની શક્તિઓનું મજબૂત સંગઠન કરી બીજાં સ્વતંત્ર અને સમૃદ્ધ દેશોને પણ ગુલામ બનાવી બળવાન રાજ્યસત્તા દ્વારા ચૂસણનીતિ ચાલુ રાખવાના નીચ પ્રયત્નોની તેમની વચ્ચે તીવ્ર હરિફાઇ જામી છે. ૧૯૧૪ના વિશ્વયુદ્ધ પછી આજ સુધીમાં આપણે આવી આંતરરાષ્ટ્રીય અને આંતરદેશીય બાબતો વિષે ઘણું ઘણું સાંભળ્યું છે અને હાલ જે નવા નવા બનાવો બને છે, તે રાજકીય દૃષ્ટિએ સમસ્ત દુનિયાનું ધ્યાન ખેંચી રહ્યા છે.

એટલે કે, એક દેશમાં ઉથલપાથલ થાય તો તેની અસર દરેક દેશ પર થાય, તેવા સંજોગોમાં આજની દુનિયા મૂકાઇ ગઇ છે. કારણ કે યંત્રવાદને લીધે પ્રત્યેક દેશ એકબીજાની બિલકુલ નજીક આવી ગયો છે. વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધોએ દુનિયાને ભયભીત બનાવી મૂકી છે. માનવ વિનાશનાં ચક્રો ગતિ-માન બન્યાં છે—માનવ સંહારનું મહાભારત

નજીક ને નજીક આવતું દીસે છે. દુનિયા જાણી ગઇ છે કે, તેને આ સ્થિતિમાં મૂકી પાયમાલીને પંથે દોરનાર રાક્ષસી સામ્રાજ્યવાદ અને તેના બુરખા નીચે ઢંકાયેલો સરમુખત્યારવાદ છે. લાખો–કરોડો નિર્દોષ માનવીઓના જીવન-રક્તથી રંગાયેલા આ સામ્રાજ્યવાદ અને સરમુખત્યારવાદ જ્યારે પોતાની મસ્તીમાં અંધ બની દુનિયાને સંહારને માર્ગે લઇ જઇ રહ્યા છે, ત્યારે તેને શાંતિ, સુવ્યવસ્થા અને ઉન્નતિની દિશા બતાવનાર એથી વિશેષ બળવાન કોઇ તત્ત્વ આ દુનિયામાં અસ્તિત્વ ધરાવે છે કે નહિ, એ સ્વાભાવિક પ્રશ્ન પણ આપણી સન્મુખ ખડો થાય છે. તેનો સીધોસાદો ઉત્તર એકજ છે કે, તેનું નામ લોકશાસનવાદ કે પ્રજાસત્તાવાદ છે. તે આજના વિજ્ઞાનના અનિષ્ટને અટકાવે, અત્યારના યુગને બંધ બેસે, જગતના સળગતા જ્વાળામુખીને ઓલવી શકે તેવો રાજમાર્ગ છે. બલ્કે દુનિયાના દરેક દેશની ઊછરતી પ્રજાને વિશ્વશાંતિનો–ઐકયનો સાચો પાઠ શીખવી **વસુધૈવ કુટુંબકમ્**ની ભાવના તે સિદ્ધ કરશે. આજે જોકે લોકશાસનવાદ અને સામ્રાજ્યવાદ વચ્ચેનું ઘર્ષણ દિન-પ્રતિદિન વધતું જાય છે, પરંતુ એ તો એની કસોટી છે. છેવટે તેનોજ વિજય થવાનો છે. આજે કોઇ પણ દેશ કે કોઇ પણ પ્રજા, સામ્રાજ્યવાદ કે સરમુખત્યારવાદના ભયથી મુક્ત નથી. આપણા ભારતવર્ષની વાત કરીએ તો તેમના યંત્રવાદે આપણા ગૃહઉદ્યોગ અને વ્યાપારને જમીનદોસ્ત કર્યા છે, અને તેનો કરૂણ ઇતિહાસ આપણી જાણ બહાર નથી. આજનાં સુધરેલાં રાષ્ટ્રોની ચૂસણનીતિ, દમનનીતિ અને કુટિલતાભરી રાજનીતિથી કોઈપણ દેશની પરાધીન પ્રજા હવે અજાણ રહી નથી. એ પરાધીન પ્રજાએ કેટલાક દેશોમાં તો રાજમુકુટ ધૂળમાં મેળવી દીધા છે, અને તેમાંથી પ્રજાસત્તાવાદનો જન્મ થયો છે.

હવે તો યુગના પ્રવાહની સાથે રાજકીય, સામાજિક, આર્થિક અને કેળવણી આદિ બધી બાબતોમાં પુનર્રચના થવાનાં સ્પષ્ટ ચિહ્નો આપણા પરાધીન દેશમાં પણ આપણી સામે દેખાઇ રહ્યાં છે. જેમ બીજા દેશો પોતાની સ્વતંત્રતા અને સંસ્કૃતિના બચાવ અર્થે આત્મરક્ષાના વિવિધ પ્રયોગ કરી રહ્યા છે, તેમ ઘણા કાળથી ગુલામીમાં રીબાતી આપણા દેશની પ્રજા પણ વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજીની આગેવાની નીચે પોતાની ઘોર નિદ્રા છોડી જાગૃત બની છે, અને નૂતન યુગમાં પોતાનું સ્થાન અને સ્વમાનભર્યું જીવન સહીસલામત જળવાય તેવા નિર્ભય પ્રયોગો દ્વારા કોંગ્રેસ-રાજ્યના છત્ર નીચે કૂચ-કદમ કરતી દેખાય છે. એટલુંજ નહિ પણ એ પ્રજાવાદનાં પૂર દેશી રાજસ્થાનોમાં પણ આગળ વધતાં આજે જોઇ શકાય છે. અને તેને લીધે રત્નજડિત રાજમુકુટો ખરતા તારાની માફક અસહાય બની અદૃશ્ય થવાની અણી પર આવી પહોંચ્યા હોય તેમ દેખાય છે. તોપ, તલવાર કે બીજી કશી યુદ્ધ સામગ્રી વિના આપણા દેશનો સંગઠિત બનેલો પ્રજા-સમુદાય એમની નિરંકુશ રાજસત્તાનો કોળિયો કરી રહ્યો છે. એ નિરંકુશ સત્તાવાદ અને પ્રજા-સમુદાયના સ્વાધીનતાવાદ વચ્ચેના યુદ્ધમાં સ્વાધીનતાવાદનો વિજય તે સત્ય અને અહિંસાનોજ વિજય સૂચવે છે. અને તે આ નવયુગનું ઓછું આશ્ચર્ય નથી.

આ બધું કહેવાનો હેતુ એટલોજ છે કે આવા ભીષણ જીવન-સંગ્રામના યુગમાં આપણે ચારણો અંધારામાં બેસી રહીએ કે બાપદાદાના કમાયેલા રોટલા બેઠા બેઠા ખાઇએ અને નિર્ભય રીતે મીઠી નિદ્રા લીધા કરીએ તે હવે ચાલવાનું નથી. પ્રારબ્ધનો યુગ હવે પૂરો થઇ પુરૂષાર્થના યુગનાં મંડાણ થયાં છે. એ નવીન યુગમાં આપણું સ્થાન કયાં રહેશે

તેનો આપણે દીર્ઘદષ્ટિ રાખી વિચાર કરવો જોઇએ. આપણે ઘણું ઊંઘ્યા. હવે તો એ નિદ્રાને ખંખેરવી પડશે. દુનિયામાં સૌના જાગ્યા પછી પણ સ્વમાનપૂર્વક મનુષ્ય જીવન જીવવાની આપણને ઇચ્છા હોય તો જેમ બને તેમ જલ્દી જાગવું આપણા માટે સલામતીભર્યું છે.

આપણા બાપદાદાઓ આમ હતા ને તેમ હતા, તેના રાગડા આજની દુનિયા સાંભળવાની નથી. એ તો આપણી અત્યારની નીતિ-રીતિ જોઇ આપણું સ્થાન નક્કી કરશે. આપણા દેવત્વના દાવાથી આજની દુનિયા અંજાવાની નથી. તેની સાથે આજની દુનિયા જે સંજોગોમાં મૂકાઇ છે, તેનાથી આપણે પર નથી એ નિર્વિવાદ સત્ય પણ આપણે કબૂલ કરવું પડશે. આજના પ્રશ્નો આપણે કાલ ઉપર છોડીશું તો જીવનના ક્ષેત્રમાં દેવાળિયા બનવાનો આપણા માટે વિષમ પ્રસંગ ઊભો થશે એ નિર્વિવાદ છે. અને તેમ બનતાં આપણી ભાવિ પ્રજા આપણને દોષિત ઠરાવશે. એટલે કે આપણે પિતા તરીકેનું ઋણ અદા કરીને નહિ પણ વધારીને બલ્કે આપણી માતૃભૂમિને ભાર રૂપ જીવન જીવીને માનવજાતિ તરીકેની ફરજ અદા કર્યા સિવાય આપણી પ્રજા માટે કલંકિત વારસો મૂકી ચાલ્યા ગયેલા ગણાઇશું. અને ભાવિના ઇતિહાસમાં આપણું સ્થાન ભારતના સાચા સંતાન તરીકે નહિ, પણ પેટપાળુ પામરો તરીકે હશે એ ચોક્કસ છે. જુઓને, છેલ્લી બે સદીમાંજ આપણી કોમે ભિક્ષુક-વૃત્તિને મહત્ત્વ આપવાથી આપણો હજારો વર્ષનો ઝળકતો ઇતિહાસ કેટલો ઝાંખો બન્યો છે !

હિંદુ પ્રજાના એક શ્રેષ્ટ અંગ તરીકે, ચારણ જાતિ તરીકે, નવયુગનું જીવન જીવવા માટે આપણે આપણા આજના કર્ત્તવ્યનો વિચાર કરવાનો છે. બાબા આદમના જમાનાની વાતો કરતા ઘેનમાં પડયા રહે હવે આપણને પાલવે તેમ નથી. આપણે જે વ્યક્તિગત રાજસત્તાને આપણું આશ્રય સ્થાન માની રહ્યા છીએ, તેની આજે શી હાલત છે તે આપણે સમજી લેવી જોઇએ. અને એ નામના ક્ષત્રિય રાજમુકુટોને દીપ્તિમાન બનાવનાર રત્નો તરીકે આપણું તેમાં શું સ્થાન છે; અથવા સીધા અર્થમાં કહીએ તો એ નરેશોને આપણા ઉપર કેટલું હેત છે, તેનો વ્યકિતગત હિતની દૃષ્ટિએ નહિ, પણ સમષ્ટિ હિતની દૃષ્ટિએ આપણે વિચાર કરવાનો છે. પાંચ-પચીસ વ્યકિતઓને કવિ તરીકે તેમની પાસે રાખે તેનાથી આપણે ફૂલાઇ જવાનું નથી, પરંતુ રાજા અને પ્રજાના હૃદયમાં એ કવિઓનું આજે શું સ્થાન છે, તેનો આપણે ઊંડો વિચાર કરવાનો છે. આજે તો જેના પૂર્વજોને ગયેલું રાજ્ય પાછું મેળવી આપવામાં ચારણ જાતિએ મહત્ત્વનો ભાગ લીધો છે, તે **મેવાડના નિષ્કલંકી રાણાએજ** ઊઠીને સનંદો કે પટ્ટા ન હોવાનું કારણ બતાવી મેવાડી ચારણોની જાગીરો ઉપર કાળી નજર કરવા માંડી છે ! એ સ્થિતિમાં બીજા ક્ષત્રિય નરેશોની તો વાતજ શી કરવી ? અને તેમ છતાં યે જાણે કે ઘરના કે ઘાટના ન હોઇએ તેમ એ નિરંકુશ નરેશોની સત્તાના પીઠ થાબડનારા ગણાઇ અન્ય જાતિઓનાં બલ્કે સરદાર વલ્લભભાઇ પટેલ જેવા સમદર્શી લોકનેતાઓનાં આપણે વારંવાર મહેણાં સાંભળવાં પડે છે, એ શું આપણા માટે ઓછા દુઃખનો વિષય છે !

સારાંશ કે, આજનો યુગ સંગઠિત બની આંતરજાતીય સંબંધ સુધારવાનો છે–યુગનાં વહેણ ઓળખી નવજીવન પ્રાપ્ત કરવાનો છે.

કૂપમંડુકની સંકુચિત દૃષ્ટિ રાખ્યે આજે પાલવે તેમ નથી. મારૂ, સોરઠિયા કે એવા બીજા ક્ષુદ્ર ભેદો તોડી અભિન્ન બનીને જાતિના વિષમ પ્રશ્નો આજે આપણે ઊકેલવાના છે, બલ્કે ભૂતકાળનાં સામાજિક અને જાતિદ્રોહના પાપોનું પ્રાયશ્ચિત કરી જગતના ભાવિ જીવન-સંગ્રામમાં આપણે હરોલે ઊભવાનું છે–સંકુચિત ભાવનાઓથી પર બની મનુષ્યત્વ કેળવવાનું છે–ખુશામદખોર ગુલામી–માનસ છોડી વ્યક્ત-સ્વાતંત્ર્યનાં આપણે મૂલ્ય ચૂકવવાનાં છે.

નામરૂપનો મોહ છોડી જાતિ અને દેશને માટે પોતાના સર્વસ્વની આહુતિ આપનારા દેશભક્ત ઠાકુર કેસરીસિંહજી સોદા જેવા બીજા પુરૂષો આપણામાં સમાજની વેદી ઉપર આગળ આવશે, ત્યારેજ એવા બત્રીસ લક્ષણા પુરૂષોના તપ અને આત્મભોગથી પ્રસન્ન થયેલ ઇશ્વર આપણી ભાવિ પેઢીને સાચા આશીર્વાદ આપશે. અને ત્યારેજ આપણું જીવન આપણને ભારરૂપ ન જણાતાં ઇશ્વરની બક્ષીસ સમું જણાશે–ત્યારેજ આપણે વિરાટનાં દર્શન કરતા જીવન-મુક્ત બનીશું–અહંકારને તજી અભેદને માર્ગે વિચરી સત્યનો સાક્ષાત્કાર કરીશું–કર્મયોગને માર્ગે આપણે સૌને દોરીશું અને **'સાચાશિવ'**ને પ્રસન્ન કરીશું–પ્રભુના પ્યારા પુત્રો બની સ્વતંત્ર ભારતનું સ્વપ્ન સિદ્ધ કરીશું. અને ત્યારેજ સ્વતંત્રતાના, અભયતાના મંત્રો જીવનમાં મૂકી શક્તિમાતાનાં સાચા પુત્રો ગણાઇ સિદ્ધ ચારણોના વારસ હોવાનો દાવો આપણે કરીશું. એ શુભ દિવસ નજીકમાં આપણે જોઇ શકીએ એવી પરમાત્મા પ્રત્યે કાં પ્રાર્થના ન કરીએ ?



## ભારતીય સંસ્કૃતિ : પુરૂષાર્થ

સુમેરિયન, એસિરિયન, ઇજિપ્શિયન આદિ જૂની સંસ્કૃતિઓ સ્મૃતિશેષ થયા છતાં ભારતીય સંસ્કૃતિ ટકી રહી છે. પરંતુ આપણી સંસ્કૃતિએ આધ્યાત્મિકતા અને અનાસક્તિ ઉપર હદ કરતાં વધારે ભાર મૂકયો. જેને પરિણામે સમાજે નિવૃત્તિમાર્ગ ગ્રહણ કર્યો, અને સર્વત્ર નિષ્ક્રિયતા વ્યાપી. આત્યંતિક ત્યાગ અને સંયમ એ અધિકારીનો આદર્શ છે, ત્યારે સમષ્ટિનો અભ્યુદય તો બુદ્ધિયુક્ત સતત્ પુરૂષાર્થમાં જ છે.

(રાજકોટમાં જુલાઇ ૧૯૩૮ માં થયેલ પરિવ્રાજક સ્વામી શ્રી શંકરાનંદ અને શ્રી મણીલાલ પરીખનાં ભાષણોમાંથી)



# બૃહદ ગુજરાતના જ્ઞાતિ-સમાચાર

તા૦ ૧૧-૧૧-૩૮ ના રોજ શ્રી કૃષ્ણ-કુમાર-ચારણ-વિદ્યાલય (ભાવનગર) માં શ્રી ચા૦ હિ૦ સભાની કાર્યવાહક સમિતિ તથા શ્રી વિદ્યાલય વ્યવસ્થાપક સમિતિની બેઠકો મળી હતી.

ચારણુ હિતવર્દ્ધક સભાનીકાર્યવાહકસમિતિની બેઠકમાં હાજરી આપનારાઓનાં નામો—

૧ શ્રી ઠારણુભાઇ મહેડુ, પ્રમુખ, ૨ શ્રી દૂલાભાઇ કાગ, ઉપપ્રમુખ, ૩ શ્રી રામદાનજી ટાપરિયા, ઉપપ્રમુખ, ૪ શ્રી હરદાનભાઇ નરેલા, ૫ શ્રી નારણુભાઇ રોહડિયા, ૬ શ્રી પિંગલશીભાઇ પાયક.

વિદ્યાલય-વ્યવસ્થાપક સમિતિની બેઠકમાં હાજરી આપનારાઓનાં નામો—

૧ શ્રી ઠારણુભાઇ મહેડુ, પ્રમુખ, ૨ શ્રી દૂલાભાઇ કાગ, ૩ શ્રી રામદાનજી ટાપરિયા, ૪ શ્રી હરદાનભાઇ નરેલા, ૫ શ્રી જીવાભાઇ શામળ, ૬ શ્રી રવાભાઇ બારહટ્ટ, ૭ શ્રી પિંગળશીભાઇ પાયક.

કા૦ સ૦ ની બેઠકમાં પસાર થએલા ઠરાવો—

આ સમિતિ ઠરાવે છે કે શ્રી ચા૦ હિ૦ સભાનું આગામી પંચમ અધિવેશન ગુજરાતમાં યોગ્ય સ્થળે વૈશાખ અથવા જેઠ માસમાં કરવું.

૨ શ્રી કૃષ્ણુકુમાર-ચારણુ-વિદ્યાલય માટે રજવાડાંઓમાં ફંડ ઊઘરાવવા માટે જનાર પ્રતિનિધિમંડળના સભ્યોની પૂર્ણ અનુમતિ સાથે તે કાર્યની શરૂઆત અર્થે પોષ સુદ ૨ ની તિથિએ પ્રતિનિધિમંડળે જવું, એમ આ સમિતિ નક્કી કરે છે.

૩ આ સમિતિ સખેદ નોંધ લે છે કે વારંવાર કહેવામાં આવ્યા છતાં ભાવનગરના રાજકવિ શ્રી હરદાનભાઇ પિંગલશીભાઈ નરેલાએ પોતાની પાસે ઘણાં વર્ષોથી થાપણ તરિકે રહેલા વિદ્યાલય ફંડના રૂ૦ ૮૫૫ (લગભગ) હજુ સુધી આપ્યા નથી. ફરીથી આ બેઠક પ્રસંગે કહેવામાં આવતાં શ્રી હરદાનભાઇની સદરહુ રૂપિયા ચાલુ વર્ષના પોષ સુદ ૨ સુધી માં આપી દેવાની ખાત્રીવાળી ખાસ વિનંતિ ઉપર ધ્યાન આપીને તે મુદત સુધીમાં સદરહુ રૂપિયા આપી દેવાની આ સમિતિ શ્રી હરદાનભાઇને ભલામણ કરે છે, અને આશા રાખે છે કે શ્રી હરદાનભાઇ આ વખતે પોતાના વચનનું જરૂર પાલન કરશે.

૪ થોડાક બિનજવાબદાર માણસોએ સંસ્થાને નામે (સંસ્થાની પરવાનગી લીધા વિના) નાણાં ઊઘરાવેલ છે, એવી જાણ થતાં આ સમિતિ ઠરાવે છે કે આ બાબતમાં એક ચેતવણી પ્રસિદ્ધ કરી જનતાને માર્ગદર્શન કરાવવા માટે મંત્રીએ યોગ્ય કરવું.

૫ આ સમિતિ ઠરાવે છે કે, મોભા (ધોળકા)ના રહીશ શ્રી વૃંદાવનભાઇ જટાશંકર શાસ્ત્રીએ લખેલ 'સાંઇ નેહડી'ની વાત સંસ્થાને ખર્ચે છપાવી પ્રસિદ્ધ કરવી.

૬ આ સમિતિને એક સૂચન દ્વારા જાણુ-વામાં આવ્યું છે કે હાલમાં શ્રી અ૦ ભા૦ ચારણુ સમ્મેલનના મુખપત્ર તરીકે જે 'ચારણુ' ત્રિમાસિક પત્ર પ્રસિદ્ધિ થાય છે, તે પત્રના ગુજરાતી વિભાગની છપાઇ, પ્રસિદ્ધિ તથા અન્ય વ્યવસ્થાને અંગે જો કંઇપણુ ખોટ શ્રી અ૦ ભા૦ ચારણુ-સમ્મેલન ને આવે તો શ્રી ચા૦ હિ૦ સભાએ તે ખોટની ભરપાઇ અર્થે કંઇક જવાબદારી પોતાના ઉપર લેવી.

આ બાબતમાં સંપૂર્ણ વિચારણા કીધા પછી આ સમિતિ એમ માને છે કે અત્યારના

"आज हम श्रीयुत् आईदानजी वारहठ, बी० ए०, एल्-एल्० बी०, के चिरवियोग पर शोक प्रगट करने के लिये एकत्र हुए हैं, जिनकी अल्पकालीन बीमारी के बाद ता० २१–३–'३९ की रात्रि को असामयिक मृत्यु हो जाने से उनके समस्त मिलनेवालों में गहन शोक एवं उदासी के कारण सन्नाटा छा गया है और उनके परिवार पर अत्यंत भयंकर आपत्ति आ पड़ी है!

मैं यहाँ संक्षेप में स्व० श्रीयुत आईदानजी की जीवनी और उनके द्वारा संपादित सत्कार्यों का वर्णन करता हूँ।

सन् १९१२ ई० में मथाणिया गाँव के प्रतिष्ठित चारण-परिवार में जन्म लेकर उन्होंने उम्मेद-चारण-छात्रालय में रहते हुए श्री दरबार-हाईस्कूल, (जोधपुर) में दसवीं कक्षा तक शिक्षा प्राप्तकर सन् १९३१ ई० में वे जसवंत-कॉलेज (जोधपुर) में प्रविष्ट हुए। वहाँ बी० ए० तक शिक्षा प्राप्त कर सन् १९३५ ई० में काशी-हिंदू-विश्वविद्यालय में प्रविष्ट हुए, जहाँ से वे एल्-एल्० बी० (प्रथम वर्ष) और एल्-एल्० बी० (द्वितीय वर्ष) –दोनों कक्षाओं में प्रथम श्रेणी में उत्तीर्ण हुए। शिक्षा समाप्त होनेपर सन् १९३८ ई० में उन्होंने वकालत शुरू की, परंतु थोड़े ही दिन बाद उसे छोड़ दिया और जोधपुर राज्य ने उन्हें प्रोवेशनरी हाकिम के पद पर नियुक्त किया। तबसे स्वर्गवास तक वे उक्त पद जोधपुर शहर की कोतवाली में कार्य्य करते रहे।

अपने संपूर्ण शिक्षा-काल एवं राजकीय कार्य्य-काल में वे बहुत ही लोकप्रिय सज्जन सिद्ध हुए। वे सामाजिक, साहित्यिक, एवं शिक्षा आदि सभी प्रकार के सत्कार्य्यों में भाग लेते थे। उनका मानसिक दृष्टिकोण अत्यंत विस्तृत और उनकी सुरुचियाँ विभिन्न थीं। अपने सरल स्वभाव, चित्ता-कर्षण शिष्टाचरण, शीतल प्रकृति, सुस्मित अवस्था, खरापन और हार्दिक सचाई आदि महान् सद्गुणों के कारण उन्होंने अपने इष्टमित्रों एवं परिचितों के हृदय में बहुत ही सम्मानपूर्ण स्थान प्राप्त किया था। वे अत्यंत सहनशील और उदारवृत्ति के व्यक्ति थे। अपने जीवनकाल में उन्होंने कभी किसी के साथ, जो उनसे मिला, मतभेद या गलतफ़हमी होने का मौक़ा नहीं दिया। उनमें सबसे बड़ा सद्गुण था परोपकार से प्रेरित उनका जनसेवा-प्रेम। जिसका ज्वलंत प्रमाण यह है कि अपने अल्पकालीन जीवन में वे चार से भी अधिक संस्थाओं के मंत्रित्व का कार्य्य करने के लिये समय निकाल सके; यथा--मंत्री, मारवाड़-जागीरदार-ऐसोसिएशन; मारवाड़ प्रांतीय चारण-सभा; उम्मेद-चारण-छात्रालय-प्रबंध-समिति और सहायक मंत्री, अखिल भारतीय चारण-संमेलन।

उनके निधन से हमारे देश ने एक उपयोगी नागरिक, जोधपुर राज्य ने एक होनहार पदाधिकारी, चारण जाति ने एक सुयोग्य होनहार नेता और उनके इष्टमित्र-समुदाय ने एक सच्चा एवं अंतरंग मित्र खो दिया। जीवन के यौवनकाल में इस महान् व्यक्ति का स्वर्गवास मुझे इस अँग्रेज़ी कहा-वत का स्मरण दिलाता है—"जिन्हें परमात्मा प्यार करते हैं, वे यौवनावस्था में ही मर जाते हैं।"

वारहठ आईदानजी के आकस्मिक, असाम-यिक एवं हृदयविदारक निधन से उनके परिवार की जो अमिट हानि हुई है वह वर्णनातीत है।

उनके परिवार की सब आशाएं और अभि-लाषाएं, जो उन पर अवलंबित थीं सहसा चूर-चूर हो गईं। उनका परिवार जो अभी होली के त्यौहार के अवसर पर सुखमग्न था, आज अत्यंत

असहाय और दुःखग्रस्त हो गया। उनके वृद्ध पिता कि जिन्होंने उनकी उच्चशिक्षा में वहुत कष्ट उठाकर ख़र्च किए गए धन का भारी वोझा उठाया, उन श्री जैतदानजी की दशा आज अपने पुत्ररत्न् के अचानक छीन लिए जाने के कारण पागल मनुष्य की-सी हो रही है। स्वर्गस्थ आईदानजी अपने पीछे एक असहाय विधवा एवं दो छोटे-छोटे वच्चे छोड़ गए हैं, जिनकी दुखद दशा अत्यंत करुणोत्पादक है।

मैं सभी उपस्थित सज्जनों से निवेदन करता हूँ कि वे सर्वशक्तिमान् परमेश्वर से स्व० आईदानजी की आत्मा को चिरशांति एवं सद्गति तथा उनके परिजनों को इस असीम दुःख को सहन करने की शक्ति देने के लिये प्रार्थना करें।

मैं उपस्थित महानुभावों से यह भी प्रार्थना करता हूँ कि वे स्व० आईदानजी के अत्यंत दुःखी परिवार के प्रति सहानुभूति प्रदर्शित करें और जोधपुर राज्य से उनकी असहाय विधवा और छोटे निराधार वच्चों के भरण-पोषण के लिये आर्थिक सहायता प्राप्त करने में सहयोग दें *।"

इस शोकसभा में निम्नोक्त गण्यमान्य व्यक्ति भी उपस्थित थे—ठाकुर श्री देवीसिंहजी सा० (भाद्राजुन); कुँवर श्री अमरसिंहजी सा० (जसोल), सेशन्स जज, जोधपुर; श्री वलदेवरामजी सा०, सिटी पुलिस सुपरिंटेंडेंट, जोधपुर; श्री प्रतापमलजी मेहता, ऐडवोकेट, जोधपुर; श्री हेमराजजी सा०, एम् ए०, प्रोफेसर, जसवंत-कॉलेज, जोधपुर; श्री श्यामलदानजी उज्ज्वल, एम् ए०, इंस्पेक्टर, कोओपरेटिव सोसाइटीज़, मारवाड़; श्री अमृतराजजी, बी० ए०, एल्-एल्० बी०, ऐडवोकेट, जोधपुर; श्री सरदारसिंहजी, बी० ए०, पर्सनल असिस्टेंट सुपरिंटेंडेंट, कॉर्ट ऑव् वार्डज्, जोधपुर; ठाकुर श्री जोरावरसिंहजी सा०, पाटौदी; श्री सी० जे० फरनेन्सडिस, अध्यक्ष, पशुसुधार-विभाग, जोधपुर; श्री टी० जी० वाली, बी० ए०, हेडमास्टर, श्री सुमेर-स्कूल, जोधपुर; श्री पन्नालालजी, बी० ए०, एल्-एल्० बी०, सुपरिंटेंडेंट, होम-सेक्शन, महकमा खास, जोधपुर; श्री दीनदयालजी शर्म्मा, बी० ए०, एल्-एल्० बी०, क्लेम सुपरवाईजर, रेलवे-विभाग, जोधपुर; श्री कविराजा

* श्री अनूपसिंहजी ने अजमेर से प्रकाशित होनेवाले **"क्षात्रधर्म"** मासिक के अप्रेल १९३९ के अंक में भी पृष्ठ ४१ पर श्री आईदानजी के स्वर्गवास का संवाद इस प्रकार प्रकाशित कराया है—

**श्रीयुत आईदानजी वारहठ का स्वर्गवास**

गत २१ मार्च को मारवाड़ के सुयोग्य विद्वान श्री आईदानजी वारहठ बी० ए०, एल्-एल्० बी०, प्रोवेशनरी नायव हाकिम का आकस्मिक निधन हो गया। आप वड़े ही कर्मशील एवं लोकप्रिय व्यक्ति थे। कई संस्थाओं का संचालन-भार आप सुचारु रूप से वहन कर रहे थे। आपसे मारवाड़ को वहुत-सी आशाएं थीं, किंतु खेद है कि मारवाड़ को अब उनसे वंचित रहना पड़ेगा। हम मृतात्मा के प्रति ईश्वर से प्रार्थना करते हुए उनके शोक-संतप्त परिवार के साथ समवेदना प्रकट करते हैं।

स्वर्गीय वारहठजी को श्रद्धांजलि अर्पण करने के लिये २० मार्च को जोधपुर में रायवहादुर ठाकुर जयसिंहजी, ठिकाना–उम्मेदनगर के सभापतित्व में सभा हुई थी, जिसमें अनेक गण्यमान्य सज्जनों की उपस्थिति में शोक-सूचक प्रस्ताव भी पास हुआ था।

तेजदानजी, जोधपुर; श्री वैजदानजी वारहठ, ऐडवोकेट, जोधपुर; श्री ठाकुर मालूमसिंहजी सा० वड़गाँव; रावराजा श्री इंद्रसिंहजी सा०, जोधपुर; कुँवर श्री फतहसिंहजी, विसलपुर; श्री उत्सवलालजी ऐडवोकेट, जोधपुर; श्री लक्ष्मीदानजी साँदू, बी० ए०, जुडीशल सुपरिंटेंडेंट, फलोदी एवं श्री मगरूपमलजी भंडारी, बी० ए०, कोतवाल, जोधपुर।

विविध वक्ताओं के भाषण के पश्चात् श्री अमृतराजजी महेता; बी० ए०, एल्-एल्० बी०, ने अँग्रेज़ी में शोक-सूचक प्रस्ताव पेश किया, जिसका निम्नलिखित हिंदी अनुवाद श्री रंगरूपमलजी, ऐडवोकेट ने पढ़ा—

"यह सार्वजनिक सभा श्रीयुत् आईदानजी बारहठ, बी० ए०, एल्-एल्० बी०, प्रोबेशनरी नायब हाकिम; सैक्रेटरी, जागीरदार-ऐसोसिएशन; मंत्री, मारवाड़-चारण-सभा एवं उम्मेद-चारण-छात्रालय-प्रबंधसमिति और सहकारी मंत्री, अ० भा० चारण-संमेलन के असामयिक, आकस्मिक एवं दुखद स्वर्गवास पर महान् शोक और उनके शोकाकुल परिवार के प्रति हार्दिक समवेदना प्रदर्शित करती है और सर्वशक्तिमान् ईश्वर से प्रार्थना करती है कि वह दिवंगत आत्मा को सद्गति एवं अक्षय शांति तथा उनके व्यथित परिजनों को इस असह्य हानि को सहन करने की शक्ति व धैर्य्य प्रदान करे।

इस वात को ध्यान में रखते हुए कि श्रीमान् आईदानजी जो मरुधरा के एक सुयोग्य, होनहार एवं सुशिक्षित नवयुवक थे, राजकीय सेवा में प्रविष्ट होते ही असहाय विधवा और दो छोटे वच्चों को विना किसी भरण-पोषण के साधन के छोड़कर असमय में ही अचानक चल वसे, यह सार्वजनिक सभा श्रीमान् परम कृपालु हिज हाईनेस श्री महाराजा साहव वहादुर की गवर्नमेंट को, जिसकी दानशीलता, उदारता एवं दुःखग्रस्त सरकारी नौकरों के परिजनों को उनके आपत्तिकाल में सहायता देने की लगन सुविख्यात है, सादर प्रार्थना करती है कि कृपया वह मृत व्यक्ति के कुटुंब की हृदयद्रावक एवं दयनीय अवस्था पर पूर्ण सहानुभूति से विचार करे और उनकी विधवा के लिये आजीवन भरण-पोषण एवं छोटे वच्चों की शिक्षा के लिये ख़ासतौर से समुचित मासिक आर्थिक प्रवंध करने की परवरिश फरमावे।"

इस प्रस्ताव को सभासदों ने अपने-अपने स्थान पर खड़े होकर स्वीकार किया और उसकी एक नक़ल श्रीमान् हिज़ हाईनेस महाराजा साहव बहादुर की सेवा में भेजने को अध्यक्ष महोदय को प्रार्थना करने के पश्चात् यह सभा विसर्जित हुई।

—सहकारी संपादक, हिंदी विभाग

---

## महान् आत्मा

(रचयिता—श्री गुलावचंद्रजी चूड़ामणी, अध्यापक, सुमेर-स्कूल, जोधपुर)

दोहा

भलपण वहु सद्गुण भर्यो, विसद हुतो विद्वान।
(हा!) क्यूँ की ओछी ईसवर, (थारी) ऊमर आईदान! ॥ १ ॥
जात-सुधारक हो जवर, प्रिय छात्रालय-प्राण।
(हा!) क्यूँ की ओछी ईसवर, (थारी) ऊमर आईदान! ॥ २ ॥
सद्विद्या अर सुजनता, मुख पर मृदु मुसकान।
(हा!) क्यूँ की ओछी ईसवर, (थारी) ऊमर आईदान! ॥ ३ ॥



# राजस्थान केसरी



## देशभक्त कविवर ठाकुर श्री केसरीसिंहजी सा० सौदा,

जन्मदाता—अखिल भारतीय चारण-संमेलन

आयु ५९ वर्ष | दोहा | फोटो सं० १९८८ वि०

**मुग्ध राजनैतिक रसिक, सुजस-सुगंध-समीर।**
**'केसर' सम केसर जहाँ, कुल चारण कसमीर॥**

श्री दाजीभाई वाटी ( कलोल ) के बंधु-कृत्य से ] —श्री अक्षयसिंहजी रत्नू (अलवर)

# યા ચ ના

## યાચક : આઇ શ્રી પુનાદે

રાગ–પ્રભાતી

ભણુતીસું કાનજી કાળા ! મીઠી મોરલિયુંવાળા ! ટેક

પાંચસેં તો મોયે પોઠિયા દેજે, પાંચસેં ગુણાળા;
લાંબી આંવડલીએ ચારણ દેજે, ગાયું ગાવાળા. ભણુતી૦

પાંચ તો મોયે પૂતર દેજે, પાંચે છોગાળા;
છઠ્ઠી તો મોયે ધીહુડી દેજે, આણાં ઘોડાળાં. ભણુતી૦

ડેલી ને મોયે ડાયરા દેજે, અફીણના ગાળા;
મે'માનુંની મોકળું દેજે, પીનારા ભોળા. ભણુતી૦

કાળી ને વળી કુંઢિયું દેજે, ગાયુંના ટોળા;
વાંકે નેણે વૈવારૂ દેજે, ઘૂમરડે ગાળા. ભણુતી૦

ગોમતી કાંઠે ગામ અમારાં ને, બરડો અમારો દેશ;
ચારણ્ય 'પુનાદે' એમ ભણે, મોસે લીલો રાખ્યે નેસ. ભણુતી૦

ગુજરાત–કાઠિયાવાડ અને કચ્છમાં ભાગ્યે જ એવી કોઈ ચારણ–વ્યક્તિ મળી આવશે, જેને બરડાવાસી આઈ પુનાદેના આ યાચના–ગીતની એક–બે પંક્તિ પણ યાદ ન હોય, અથવા જેણે રાવળદેવોને મોંઢે પણ તેને ગવાતું ન સાંભળ્યું હોય.

આ આઈ પુનાદે ક્યારે થઇ ગયાં, તેઓ કયા ગોત્રમાં અને કયા ગામમાં જન્મ્યાં તેમજ પરણ્યાં હતા, તથા તેમણે બીજી કાંઇ કવિતા રચી છે કે કેમ, વગેરે તેમના જીવનચરિત્ર સંબંધી હકીકત જાણવામાં નથી. પરંતુ તેઓ આ એક જ ગીત વડે અમર છે, એમ કહેવું અતિશયોક્તિભર્યું નહિ ગણાય.

આ સીધા–સાદા ગીતની એ વિશિષ્ટતા છે કે, તેમાં સ્વાવલંબી અને શ્રમયુક્ત જીવનને ઉત્તમ લેખનાર એ આઈએ આપણા રાજાશ્રિત, પરાવલંબી ચારણ–સમાજની મહિલાઓની જેમ જમીન–જાગીર કે પોતાના પતિ પર કોઇ નૃપતિની કૃપાદૃષ્ટિની માગણી ન કરતાં

ગ્રામ-વાસ, મર્દપ્રકૃતિનો પતિ અને તેવોજ ખડતલ પરિવાર, ગાય, ભેંસનાં ટોળાં, દધ-દહીંની છોળો, દાતારી અને ચારણ જાતિના પ્રાચીન વ્યવસાય-વેપારી પોઠોની ઊગતે પ્રભાતે શ્રીકૃષ્ણચંદ્ર પાસે યાચના કરી છે. એટલું જ નહિ પણ ' મોસે લીલો રાખ્યે નેસ ' એ પંક્તિથી આજના ચારણ-માનસ માટે વિરલ પોતાના પાંચ પાડોશી બલ્કે સમસ્ત નેસ-વાસીઓને પણ સુખી વાંચ્છી હિંદુધર્મની 'પાડોશીધર્મ'ની ઉદાત્ત ભાવના વ્યક્ત કરી છે. જો કે તેમાં આળસુઓના ઉતારા સમાં 'ડેલી ને ડાયરા' માટે 'અફીણના ગોળા' પણ માગ્યા છે, પરંતુ એ તો ગયા જમાનાની ગાંડી પરોણા-ચાકરી અને ઉદારતાની એક વિશિષ્ટતા લેખાતી. છતાં યે એટલો દોષ બાદ કરીએ તો નેસવાસી ચારણોની સ્વાભાવિક ભાષામાં રચાયેલું આ ગીત ઘણું અર્થયુક્ત અને સુંદર છે.

**—સંપાદક : 'ગુજરાતી વિભાગ'**



# આજનું આપણું માનસ-ચિત્ર



લેખકઃ—શ્રી જીવણલાલજી નાથાભાઈ વરસડા, ભાદરવા (મધ્ય ગુજરાત)

આમાં નથી કટાક્ષ કે પક્ષપાત, તેમ નથી સ્નેહ કે દ્વેષ, માત્ર સર્વ વ્યાપી વિશુદ્ધ પ્રેમની દિવાલ પર અંકિત થયેલું દેશ, કાળ અને સંજોગો પરત્વેનું આપણું—ચારણોનું હાલનું માનસચિત્ર-દર્શન છે.

આ ચિત્રની રેખાઓ દોરતાં કલમ અટકે છે, ફરજ અને જવાબદારી તેની સ્વતંત્રતા ખેંચી લે છે. પરંતુ સમભાવના કેમેરામાં તો એ ચિત્ર ક્યારનું યે પ્રગટ થઈ જાય છે, અને તેથી જગતના અરીસામાં આજે તે દેખાય છે. એ ચિત્ર વ્યક્તિનું છે કે સમાજનું ? માયાનું છે કે બ્રહ્મનું ? કોણ જાણે ! **नरो वा कुंजरो वा !** ! લેખકે પણ સત્યનારાયણનો થોડોક દ્રોહ પોતાની અપૂર્ણતાને લીધે કરવો જ પડશે ને ? આનું જ નામ માયાઃ ત્રિલોકને વશ કરનાર મહામાયા. ભોક્તા બનનારને પોતાના ખપ્પરમાં ખપાવી દેનાર એ જોગમાયાના પુત્રો—ચારણોને આ ચિત્રદર્શનની સમાલોચના જરૂર દિશાસૂચક છે, અને તેથી બિચારી કલમ તેને ન છૂટકે અપૂર્ણ સ્વરૂપમાં એ પ્રગટ કરે છે; એમ સમજી વાચકો વિચારશેઃ સમજુ પુરૂષો અસારમાંથી સાર ગ્રહણ કરશેઃ હંસવૃતિના વિચારકો નીર-ક્ષીર જુદાં કરશેઃ તો સમજાશે શું ? **આજનું આપણું માનસ !**

આપણું માનસ સમજવાને પ્રથમ આપણે કોણ છીએ, એ વિચરીએ તો જગતના મહાન અરીસામાં આપણે પોતે જ રજુ કરેલા આપણા આ માનસ-ચિત્રનું દર્શન કરી શકીએ. એટલુંજ નહિ પણ ભૂતકાળ અને વર્તમાનની વચ્ચે ઉભી થયેલી આંટીઓનો ઉકેલ લાવી ભાવિ નવસર્જનની ક્રિયામાં આપણા પોતાના ભાગ્યવિધાતા તરીકે આપણે ઉત્તમ ફાળો આપી શકીએ. બીજાના ભાગ્ય પર આપણો આધાર ન રાખતાં, એટલે કે પોતાનાં સ્વતંત્ર જીવન પાણીને મૂલ્યે

વેગ્રી ન નાંખતાં આપણે આપણી કોમના અને સ્વદેશના ભાગ્યસ્રષ્ટા બની શકીએ. સમાજની સેવા માટે સુંદર તૈયારી સાથે દેશ અને જાતિના સાચા સુપુત્રોને સ્વકર્તવ્યની નિઃસ્વાર્થ પ્રેરણા આપી, આપણે દેશ અને જાતિની સ્વતંત્રતા યુક્ત સાચી ઉન્નતિ સાધી શકીએ. આપણી સ્વતંત્રતાપ્રિય-સત્યપ્રિય-કર્મવીર દેવજાતિનો પુરાતન આદર્શ જીવનમાં મૂકી ભારતવર્ષની જૂની જાહોજલાલી અને મુક્તિનાં સ્વપ્ન સિદ્ધ કરી શકીએ. દેશ અને સમાજની મુક્તિ માટે બલિદાન બનેલા રાષ્ટ્રવીરોને પવિત્ર અંજલિ આપી ચારણ તરીકેનું જીવન સફળ બનાવી શકીએ શુદ્ધ ક્ષાત્રતેજને અજવાળી શકીએ. શિષ્ટ સાહિત્યના સાચા પૂજારી બની દેવચારણોનો સજીવન અક્ષરો લખવાનો હક્ક હંમેશને માટે જાળવી શકીએ. કોઈ પણ જાતિને સબળ બનાવવા માટે આ નવયુગમાં આથી વધુ ઊંચો આદર્શ શો હોઈ શકે?

આપણે કોણ છીએ; કેવા છીએ, શું કરીએ છીએ, એ પ્રશ્નો જો આપણે આપણા આત્માને પૂછીએ તો આપણાં સર્વ દુઃખોનો એક સામટો અંત આવી જાય. પરંતુ એ પ્રશ્નો પૂછે કોણ? જગત બધું જ્યારે સદીઓ જૂની નિદ્રા ખંખેરીને કર્તવ્યને પંથે દોરાઈ રહ્યું છે, ત્યારે આપણે તો હજી વધુ ઊંઘવું છે. ક્રાંતિનો નૂતનયુગ સમીપ આવતો દેખાય છે, અને તેનો પ્રવાહ વંશપરંપરાના ઝંડાધારીઓના સડેલા હક્કોનો નાશ કરતો સૌ કોઇ જોઈ શકે છે. ત્યારે આપણે તો નિદ્રા સમાધિની સ્થિતિનો અનુભવ લઇ રહ્યા હોઇએ તેમ આંખો મીંચીને, ભાગતા યુગની ગઈ રાત્રિનાં પુરાતન સ્વપ્નાં સેવીએ છીએ. આજે દુનિયામાં શું બની રહ્યું છે, આ કર્મભૂમિમાં આપણું સ્થાન ક્યાં છે; તે જાણવાને, જોવાને, વિચારવાને કે સાંભળવાને પણ આપણને નથી પડી ત્યાં હક્કરક્ષા કે કર્તવ્યની પ્રેરણા તો સૂઝે જ ક્યાંથી?

કેટલા સખેદાશ્ચર્યની વાત છે કે, જે દેવત્વનો આપણે દાવો કરીએ છીએ, તે અત્યારે કેટલી અધોગતિએ પહોંચ્યું છે; તેનો ખ્યાલ સરખો પણ આજે આપણે કરતા નથી! ખરે, દેવ હોવાની વાત તો દૂર રહી, પરંતુ મનુષ્યનામને યોગ્ય ગુણોની ખીલવણી કરવાને પણ આપણે આજે અશક્ત બન્યા છીએ! એક વખત માની

લઈએ કે મનુષ્યજીવનથી દેવજીવન જરૂર શ્રેષ્ટ છે, પરંતુ આજે આપણે જે પ્રકારનું જીવન જીવી રહ્યા છીએ, તેમાં દેવજીવન કે મનુષ્ય જીવનનો છાંટો સરખો યે છે? **'યતો ભ્રષ્ટ, તતો ભ્રષ્ટ'** જેવી જિંદગી પસાર કરવી એને કાંઈ જીવનનાં લેખાં છે! આપણે ચારણ તરીકે રાજાઓના આશ્રિત-અને વફાદાર હોવામાં ગર્વ લઈએ છીએ' પરંતુ આપણા બાપદાદાઓ અને ચારણજાતિના અનેક નરરત્નોએ ખરી અણીની વખતે જે રાજ્યોની ખોળાધરીઓમાં અને સમરભૂમિમાં હરોલે ઊભા રહી પોતાના ભેજા અને ભુજાના બળ વડે મુંડકટીમાં પ્રાપ્ત કરેલા ગામ-ગિરાસો, એ રાજ્યોના આજના આપણા શુભેચ્છક ગણાતા મુકુટધારીઓએ-પ્રતાપી ક્ષત્રિયવંશના વારસોએ-આજના સુધરેલા કહેવાતા આપણા બાપુઓએ દમનનીતિ અને કુટિલતા વડે સામટા જપ્ત કરી લીધા છે! જામનગરના બારાડીના વીપ્રકૃતિના તુંબેલ ચારણોનાં બાર ગામ હાથ ધરીને ભિક્ષાવૃત્તિમાં નહિ, પણ મુંડકડીમાં મેળવેલાં હતા. એ ગિરાસના તેઓ સાચા હક્કદારો હતા. પરંતુ સત્તાના મદમાં અંધ બની-પોતાનું પશુબળ દાખવી જેને આપણે **'જામનાં ઘર કે રામનાં ઘર'** કહીએ છીએ, એ પવિત્ર ઘરના મહુંમ વિશ્વવિખ્યાત અધિપતિએ ચારણ જાતિના પુરાતન સંબંધને ઠોકરે મારી ઠંડે કલેજે હોઇયાં કરી લીધાં છે. વધુ દુર્ભાગ્યનો વિષય તો એ છે કે, એ વીર તુંબેલ ચારણોના બલિદાનોનો કોઇ ક્ષત્રિય જાયાએ પક્ષ પણ લીધો નથી. અને આપણે ખુદ ચારણો તો એ નૃપવરની રાજનીતિ અને ક્રિકેટકુશળતાનાં આજ સુધી સહર્ષમુખે વખાણ કરતા આવ્યા છીએ! '**જામ-રામ**' ના ઘરવાળા એ મહુંમ નૃપતિએ એ વખાણ એકથી વધુ વખત સાંભળી બારગામ ગળી ગયાના સંતોષના ઓડકાર ખાધા હતા. તુંબેલ ચારણોના ગામ ગિરાસ જાય તેમાં પોતાને વિશુદ્ધ ચારણ તરીકે માનતા, 'પરજ' અને 'મારૂ' વંશના સપૂતોને શું? અને એ સ્થિતિમાં હાલમાં ખંભાળિયાની આસપાસના ચારણોના ગિરાસપર એ ઘરના હાલના નૃપતિ તરફથી પણ કાંઈ આફતના ઓળા ઊતરે તો તેમાં નવાઈ જેવું શું?

આવી તો ઠેર ઠેર હોળી સળગેલી મોજૂદ હોવા છતાં, પણ આજના આપણા આગેવાન ગણાતા પૂજ્ય કવિરાજો સિંહસી

પાસે બકરી આંખો મીંચીને બેસી જાય તેમ કાન બંધ કરીને જીવતે મૂવેલા બની શ્વાસ ખેંચી રહ્યા છે! દેશી રાજ્યોના એવા કલંકિત ઇતિહાસનાં તાજાં ઉદાહરણો મોજૂદ હોવા છતાં પણ ક્ષત્રીવટના સ્થંભ ગણાતા આજના એ રાજવીઓને અમારા કવિરાજો એક શબ્દ પણ શિખામણનો કહેવાની હિંમત દાખવી શકતા નથી. ત્યાં ધરણા કે સત્યાગ્રહની તો વાત શી કરવી!

રાષ્ટ્રનું ચણતર ચણવામાં જે જાતિએ એક વખત નિઃસ્વાર્થવૃત્તિથી આગેવાની ભર્યો ભાગ લઈ **દોઢશૂરાનું** બિરુદ પ્રાપ્ત કર્યું, જેના કુળમાં જોધપુર, બીકાનેર, ભાવનગર જેવાં વિશાળ રાજ્યોના પાયા નાંખનાર કરણીજી, ખોડિયાર આદિ જગદંબાઓના જન્મ થયા, જેણે દેશને અમર કવિઓ, યોદ્ધાઓ, સત્યાગ્રહીઓ અને પ્રભુભક્તો આપ્યા, તે જાતિ આજે તેની કીર્તિનો આથમતો સૂર્ય જોઈને પણ દિલગીર થતી નથી, બલ્કે પોતાની પડતી દશાનો તેને ખ્યાલ સરખો યે નથી! જેના નિવાસસ્થાને એક વખતે આઝાદીનો મુલકમશહૂર ધ્વજ ફરકતો હતો, જે મુડદામાં પણ ચેતનના મંત્ર ફૂંકી 'વણુંપઢિયો વાતું કરનાર' હોય તો યે 'ચોથો વેદ' ગણાતો, તે ચારણને આજે જોઈએ છીએ, તો જોવા મળે છે, **ગુલામી માનસ અને નિસ્તેજ ચહેરો!**

આપણાં આજનાં કર્મોનો આપણે ભલે ઢાંકપિછોડો કરીએ, પરંતુ કુદરત એને શું સાંખી લેશે? એ તો દોકડા-બદામનો હિસાબ ગણીને તેનો બદલો આપશે; અને તેનો ભોગ આપણે તથા આપણી ભાવિપ્રજાને પણ થવું પડશે.

આજે આપણું સમાજમાં શું સ્થાન છે, તેનો આપણે કોઈ દિવસ વિચાર સરખો યે કર્યો છે? શું આપણે અધઃપતનને કિનારે પહોંચ્યા નથી? આપણી સામે આજે કયા કયા મુખ્ય આદર્શો છે? આપણા ગુણ-કર્મોનું આપણે કોઇ દિવસ આત્મ-નિરીક્ષણ કર્યું છે?

બિલકુલ નહિ. આપણે તો તમો-ગુણની ગાઢ નિદ્રામાં આસુરી સ્વપ્નાં

સેવ્યા કર્યાં છે. રાજદરબારી વ્યસનોના ચક્કરમાં પડતાં 'डील्ह दराज दीसता हारण' એ ઉક્તિને કવિ-કલ્પનાની વસ્તુ બનાવી આપણે આપણા આરોગ્યને અને ભાવિ પ્રજાના શરીર-બંધારણને પારાવાર નુકસાન પહોંચાડયું છે.

ઉદ્યોગ અને વિદ્યાને અભાવે સંગઠન વિનાના આજના ચારણ અને ભૂતકાળના સ્વાર્થત્યાગી-બલિદાનની આહુતિ બનનાર ચારણ વચ્ચે ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર પડયું છે. 'હજારો કંઈ નિરાશામાં આજનો ચારણ એની' અમર આશા, ગુમાવી બેઠો છે. એના સમાજ–જીવનનું નાવ આજે અધઃપતનના વમળમાં ડામાડોલ થઈ રહ્યું છે, એની જીવન નૌકાનો સૂકાની આજે ખોવાઈ ગયો છે. એની પાસે આજે નથી પ્રાચીનજીવનકેનથી નવજીવન. લુગડાનો મેલ લુગડાને ખાય એવી અધમ પરિસ્થિતિ આજે તેની સમક્ષ ખડી થઈ છે. ગમે તેમ કરી પાપી પેટનો ખાડો પૂરવો, પેટપાળુ બનીને પણ જીવન વીતાવવું, એ આજે એનો મુદ્રાલેખ બન્યો છે.

અને આવી જીવંતમૃતક સ્થિતિમાં યે આપણે 'अजै न छोड़े सायबो, मूछाँ तणो मरट्ट' ની પેઠે આપણી કહેવાતી પ્રાચીન મહત્તાની ખયાલી દુનિયામાં રાચતું આપણું માનસ બદલી શકતા નથી, એ શું ઓછા દુઃખનો વિષય છે? આપણે એટલે આભમાંથી પડેલી કોઈ એકલવાયી દૈવી વસ્તુઃ આપણે એટલે કાયમની ફર્સ્ટ ક્લાસની ટિકિટ કપાવી લાવેલા માનવંત મુસાફરોઃ આપણે એટલે સંપૂર્ણતા ને શ્રેષ્ઠતાની પ્રતિમાઃ આપણે એટલે અનાદિ કાળના દેવોના બાપકર્મી આળસુ દીકરાઓ તેથી આપણને અને જગતને કશોય સંબંધ નહિ; એમ પણ આપણે કલ્પી લેવાનું નથી. આપણે એટલે ખુશામદિયા, આપણે એટલે હાજી હા, બાપુ કહેનારા કે મીઠા ઝેર જેવા પણ નહિ. આપણે એટલે રાષ્ટ્રદ્રોહી–જાતિદ્રોહી કે ભિક્ષુકોની હરોળમાં ઊભા રહેનારા સ્વમાનહીણા પેટભરા પણ નહિ. અને જો આમાંનું થોડુંક પણ આસુરી ભાતું આપણી પાસે હોય તો કુલીન કે દેવપણાનો, ક્ષત્રિયોના ઉપદેશકોનો, સમાજના સાચા પ્રચારકોનો, શિષ્ટ સાહિત્યના હિમાયતીપણાનો આપણો દાવો આપણે હિંદીમહાસાગર

માં ફુલાવી આવવો; તે આપણા તથા આપણી ભાવિપ્રજા માટે આવકારદાયક લેખાશે. કેમકે પ્રકૃતિદેવીનો એક મહા નિયમ છે કે, **આગળ વધો કે નાશ પામો.**

દુનિયાની બીજી સંગઠિત જાતિઓ સૂકાને લીલું બનાવવાના અને અશુદ્ધને શુદ્ધ બનાવવાના ભગીરથ પ્રયત્નો કરી રહી છે. ત્યારે આપણે દેવહૃદયવાળા લીલાને સૂકું અને શુદ્ધને અશુદ્ધ બનાવવામાં મઝા માણીએ છીએ. યુગવિરોધી આ ક્રિયાની આપણને જે શિક્ષા થઇ છે, તેનાથી હજુ વધુ કેમ નહિ થાય! આપણી સન્મુખ આપણા એક જાતિબંધુની યોગ્ય પ્રશંસા થતી હોય, અને તેના ઉપકાર તળે આપણે દબાયેલા હોઇએ, તો યે આપણે તે સાંભળતાં જ મોઢું ફેરવી લઇ પેલા ચોરના દીકરાની પેઠે કાનમાં આંગળીઓ કે રૂનાં પેલ ખોસી સાંભળીએ છીએ. અને પંચમાં પૂછાતા હોઇએ તો એ વાતને મળમાંથી વાઢવાને કમર કસીએ છીએ. **આનું નામ જ તેજોદ્વેષ.** આ ગુણ પણ દેવપણાના વારસામાં બ્રાહ્મણ–ચારણને ભોગે વધારે આવેલો જોવામાં આવે છે. અને ત્યાં પછી ઉન્નતિની આશા હોય જ શેની!

એક પ્રશ્ન વિચારીએ: શું આપણે ક્ષત્રિયો પર ઉપકાર કરીને અધઃપતનને પાત્ર થયા છીએ? ના, તેમ નથી. એ માટે આપણે પોતે જ જવાબદાર છીએ. આપણા અને પશ્ચિમની પ્રજાના માનસનું પૃથક્કરણ કરીશું તો સ્પષ્ટ જણાશે કે આપણે આપણા સમાજમાં વિભાગ વધારી સંગઠન ગુમાવ્યું. તેમણે સંપ અને ઐક્ય વડે આપણા જેવી ઊંઘતી પ્રજાઓ પર સ્વામીત્વ સ્થાપ્યું. આપણે હાય હાય! કરતા સંસારને વળગી રહેવા છતાં ‘ब्रह्म सत्यं जगन्मिथ्या।’ એ સૂત્રના રટણમાં માયાને ખોટી માની, ત્યારે તેઓ તેને સાચી માની તેના ત્રિગુણાત્મક ગુણદોષને તપાસી વળ્યા. આપણે આત્માને ઘટ–ઘટ વ્યાપક બ્રહ્મસ્વરૂપ માનવા છતાં એ શુદ્ધ તત્ત્વના અનેક વિભાગ પાડી તેને ચૂંથી નાંખ્યું, તેમણે અશુદ્ધમાંથી અસાર દૂર કરી હંસવૃતિથી સાર ગ્રહણ કર્યો. આપણે સંસારમંથનમાંથી દ્વેષ લઇ પરાધીન અને પતીત થયા, તેઓ પ્રેમ કેળવી સ્વતંત્ર બન્યા. કુદરત ગુપ્ત રીતે પણ પક્ષપાત રહિત દરેકને તેના કાર્યનો ભલો–બૂરો બદલો આપ્યે જ જાય છે. આપણને પણ આપણી વૃત્તિનો બદલો મળ્યો છે. અને વધુ વખત એ વૃત્તિ ચાલુ રાખીશું તો વ્યાજ સાથે વધુ મળશે!

# ચારણ : એ વખતનો અને આજનો



[ સંવત ૧૯૯૩ ના આસો માસમાં ચારણ હિતવર્ધક સભાનું તૃતીય અધિવેશન સોરઠમાં વડિયા મુકામે ભરાયેલું; તે પ્રસંગે કાઠી-ક્ષત્રિય સમાજના હિતાર્થે પ્રકટ થતા 'કાઠી રાજપૂત' માસિકના સુયોગ્ય તંત્રી કાઠી રાજપુરોહિત શ્રીયુત ભગવાનજીભાઈ સાવરકરે એ પત્રના જાન્યુઆરી સને ૧૯૩૮ ના અંકમાં 'શ્રી વડિયામાં ચારણ સંમેલન' એ નામથી એક વિસ્તૃત અને મનનીય લેખ લખેલો. તેમાંનો નીચેનો ભાગ મહત્ત્વનો હોવાથી અત્રે ઉતારીએ છીએ. **તંત્રીઃ ગુજરાતી વિભાગ ]**

"...........ચારણ જાતિ ભારતવર્ષમાં એક દેવપંક્તિની જાતિ ગણાય છે. એક ધંધાદારી માનવ જેમ પોતાનાં બાળકને પોતાનો ધંધો શીખવતો જાય છે, તેમ પૂર્વેના ચારણોએ પોતાના સંતાનોને સત્ય અને સદ્ધર્મના સિદ્ધાંતો શીખવ્યા હતા. કર્નલ જેમ્સ ટોડ અને એલેકઝાંડર કિન્લોક ફાર્બસ મેવાડ અને ગુજરાતના ઈતિહાસ લખતા હતા, ત્યારે ભારતવર્ષના તેત્રીસ કરોડ માનવોમાંથી કોઈ પણ કોમના વિદ્વાનોની વાણી પર ભરોસો નહિ રાખતાં માત્ર ચારણ કોમના એ વખતના માત્ર દસ બાર કવિઓ પર ભરોસો રાખી તેમણે મહાન ગ્રંથો આલેખ્યા હતા. આજે ટોડ રાજસ્થાન અને રાસમાળા એ બે ગ્રંથો ઐતિહાસિક ગ્રંથોમાં અમૂલ્ય ગણાય છે. એ અમૂલ્ય ગ્રંથો ચારણી ભેજાંઓએ સાચવી રાખેલી બીનાઓના આબાદ નમૂના છે.

પ્રાચીન જમાનામાં ચારણશક્તિ રાજદરબારે પૂજાતી અને આજે પણ પૂજાય છે. ચારણ એટલે ખાનદાની અને ઈશ્વરી વાકયોની ટંકશાળ: ચારણની એક જ જીભાને ફાંસીના માંચડા પર ચડેલા ખૂનીઓ અને રાજદ્રોહીઓ મુકત થતા: ચારણની એક જ જીભાને અગણિત બાળવિહોણાં ઘરોમાં પારણાં બંધાતાં: ચારણની એક જ જીભાને જૂનાગઢ જેવાં મહાન રાજતખ્તો પણ ઉથલી પડતાં.

જે વખતે ગાયકવાડી પેશકશી ઊઘરાવાતી ત્યારે દરેક નાદાર તાલુકદાર–ગિરાસદારના ચારણો હામી થતા. ચારણ જેનો હામી થાય એને સરકાર પણ ન બોલાવે! આટલો બધો એ જમાનામાં ચારણ કોમ પર વિશ્વાસ હતો. આજનો ચારણ અને એ વખતનો ચારણ જમીન–આસમાન જેટલું અંતર બતાવી રહ્યો છે.

ચારણોને ઘરે ગામ-ગિરાસ હતાં, અને છે. એ બધા ગિરાસો તેમણે બતાવેલી ખાનદાનીના નમૂનાઓ છે. એ ગિરાસો ચારણના એકવચનીપણાની શાખ પૂરે છે: એ ગિરાસો ચારણની શાહુકારીના થાળરૂપ છે. ચારણસંસ્કૃતિનો અજાણ માણસ ભલે આ વાતને ન માને, પણ ચારણસંતાન એ જૂના જમાનામાં ભારતનું જવાહીર ગણાતો; અને અત્યારે પણ કેટલાક ભાઈઓ ચારણોના ભૂષણરૂપ મોજૂદ છે, એ જાણી અમારૂં હૃદય ઠરીને હિમ થાય છે.

ચારણ રાજદરબારે અને ચોરે બેસી કાવ્યો લલકારતો તેમ નહિ, પરંતુ રણક્ષેત્રમાં પણ તેની હાજરી રહેતી. ભાલા, બરછી અને તલવારોનાં યુદ્ધ વચ્ચે ચારણસંતાન ઊભો રહેતો, અને દરેક ક્ષત્રિયમાં શૂરાતન રેડતો. રણક્ષેત્ર–માંથી નાસી જનાર રણયોદ્ધાઓને પોતાની દિવ્યવાણી વડે પાછા રણક્ષેત્રમાં લાવી શકતો. જેના પક્ષે ચારણ હોય, તેનો વિજય જ થાય. ચારણ જે યુદ્ધમાં ન ગયો હોય તે યુદ્ધમાંથી સેંકડો યોદ્ધાઓ, સુભટો અને સેનાપતિઓ ચારણની દિવ્યવાણીના અભાવે પરાજયની કાળી ટીલી લઈને પાછા આવતા.

ચારણીકાવ્યો એ ભારતભૂમિની અમૃતધારા છે. ચારણીકાવ્યોએ અનેક માનવોને મુગ્ધ બનાવ્યા છે. વાર્તાઓ, ગાથાઓ, પવાડાઓ, દોહાઓ, સમસ્યાઓ, ઈતિહાસો, આખ્યાનો, એ બધાં ચારણનાં કોઠાસંતાનો છે. ચારણીકાવ્ય આજે પણ બધાં કાવ્યો કરતાં અવ્વલ નંબરે પહોંચે છે. ચારણી–કાવ્યોના અર્થ જેવા તેવા માણસોથી થઇ શકતા નથી, કારણ કે એ દેવીભાષા દેવીપુત્રોના મુખમાંથી જ નીકળેલી છે. માટે જ એનું એ મહત્ત્વ છે.

આજકાલ ચારણોએ પોતાની સરસ્વતીને અવળે રસ્તે દોરી છે. દુર્વ્યસનો અને કંગાલિયતમાં ડૂબી જઈ પોતાના ચારણધર્મને ખસી કરી નાંખ્યો છે. અને એના પ્રતાપે ભારતની લીલી વાડી સમું ચારણકુળ થરપારકર અને સહરાના રણ જેવું ભયાનક બનતું જાય છે. લાપસી અને ચોખાના સ્વાદમાં આજ ચારણીવિદ્યા ગિરવી મૂકાણી છે.

દરેક કોમ પર કુદરતી નિયમે પોતાની જાળ પાથરી છે, તેમ ચારણ ઉપર પણ કુદરતે પોતાનો ભરતીઓટનો અચળ નિયમ સ્થાપિત કર્યો છે. છતાં યે દેવીપુત્ર તો દેવીપુત્ર જ રહ્યો છે. સ્ત્રીજાતિને દેવીની ઉપમા અપાય છે, છતાં સ્ત્રીથી જન્મેલા બધા દેવીપુત્ર નથી કહેવાતા. એ તો ચારણને જ એ પ્રમાણપત્ર મળ્યું છે.

ચારણમાં કાવ્યશક્તિનો વારસો એ જ દેવીપુત્રપણાનો તાદૃશ પૂરાવો છે. લાખો અને કરોડો માણસોમાં ચારણસંતાન કદી પણ છાનો ન રહે. ચારણ એની વાચાળશક્તિથી પોતાની ઓળખાણ આપે છે. વાચાળશકિત એ એને મળેલો વારસાહક્ક છે.

આજનો ચારણ પૂર્વના ચારણોને હિસાબે ઘણો જ લાસ્ટ નંબર બતાવે છે. આજના ચારણોએ પોતાની કેટલીક વિદ્યા નોકરીમાં જોડી છે. કેટલાકે પોતાની સત્ય કહેવાની જૂની પ્રણાલિકાને અસત્યના રૂપમાં ઉઘાડી કરી છે. રામાયણ, મહાભારત અને ભાગવત જેવાં ધાર્મિક અને ઐતિહાસિક પુસ્તકો ચારણોના કોઠામાં રહેતાં, હાલ એમાંનો એક પણ શબ્દ ચારણીશબ્દકોશમાં નથી મળતો. આજ બટકું રોટલા માટે ચારણોએ લોભિયાને ભોજ અને વિક્રમની શ્રેણીમાં મૂકી દીધો છે.

આજ તેમણે પરદેશીઓની કલમ નીચે ઇતિહાસોને કેદ કરાવ્યા છે. મને બીક લાગે છે કે, સાચા વીરનરોની રહી સહી કીર્તિગાથાઓ પણ પાંચ દિવસ પછી ચારણોના કોઠામાંથી વિદાયગીરી લેશે. આજના કેટલાક પેટમેલા ચારણોએ

કેટલુંક જગતને ચરણે ધરવા જેવું જ્ઞાન પોતાના કોઠામાં સાચવી રાખી ભોંય લીધા જેવું મુડદાલ કરી નાંખ્યું છે. આજનો ચારણ પૂર્વના સત્યવક્તા ચારણોને ભોંઠા પાડે છે. પૂર્વનો ચારણ મહાન દૈવી પત્રકાર હતો. આજનાં પત્રો જે કામ કરી રહ્યાં છે, એ કાર્ય પૂર્વે ચારણોનું હતું. દાનવીરો, નરવીરો, સત્યવીરો અને ધર્મવીરોની કીર્તિ ચારણોની જ મારફતે દેશપરદેશ પહોંચી જતી. ચારણ એટલે ક્ષત્રિયકુળનું ત્રાજવું: સમસ્ત ક્ષત્રિય વીરોના ગુણ-અવગુણના કાર્યવ્યવહારો ચારણની જીભે જ તોળાતા. ચારણસંતાન અધર્મીઓને ડારતો. શૂરવીરોને શૌર્ય પાતો અને નંદ જેવા મહાવલંદા લોભીને પણ દાન દેવા પ્રેરતો.

મહાન નેપોલિયન બોનાપાર્ટે કહ્યું છે કે, જે કોઈ પ્રજાના ગૌરવનો નાશ કરવો હોય, તેની જાહોજલાલીવાળી વિદ્યા, કળા, હુન્નર અને ભવ્ય સંસ્કૃતિને સળગાવી દેવી હોય, તો એના ઇતિહાસનો નાશ કરો. એવી રીતે ભારતીય જનસમાજે જે ચારણો પર વિશ્વાસ રાખી પોતાનો સંસ્કૃતિશાળી ઇતિહાસ સાચવી રાખ્યાની ટ્રેઝરી સમાન ગણ્યા હતા; તે ચારણોએ ક્ષાત્રઇતિહાસને ભૂલી જઈ સમસ્ત ભારતની સંસ્કૃતિના વિધ્વંસકાર્યમાં સાથ આપ્યો છે. જે મોંઢામાં સરસ્વતીનો વાસ હતો, એ મોંઢામાંથી સરસ્વતીને તગડી મૂકી ઉભત્યોથી પોતાનું મોંઢું ગંધવી મૂક્યું છે.

હાલના ચારણો પોતાના પૂર્વજોને પગલે નહિ ચાલે તો ઇતિહાસના નાશના કારણરૂપ એમને માની હાલનો જનસમાજ અધોગતિ અને પાયમાલીનો બધો પોટલો એમને શિર ઓઢાડી દેશે. જે બુદ્ધિએ આખા જગતને છક્ક કરી નાંખ્યું હતું, તેવી બુદ્ધિવાળા ઈસરદાસ, નરહરદાસ અને બ્રહ્માનંદ જેવા ચારણ મહાપુરુષોની હિંદુસ્તાનને આજ ખોટ પડી છે.

બાપદાદાના વારસારૂપ કાવ્યો અને વાર્તાઓ પર આજે ચારણોનો હક્ક રહ્યો નથી. કાયદાએ એને સંન્યસ્ત અપાવ્યું છે, કોર્ટ સુધી દાદ માગવામાં એને માટે ખંભાતી લાગી ગયાં છે, આજે એને જડબેસલ લાગી ગયાં છે.

ખોવાઇ ગયેલી વસ્તુ કોઇને પણ હાથ આવે અને મૂળ માલિકને જાણ થાય તો ઘર ભેળી કરી દીધા પછી પણ માલિકને પાછી સોંપવી પડે છે. ત્યારે ચારણીકાવ્યો હાલ નધણિયાતી મિલ્કત સમાં બની ગયાં છે; અને જેને ફાવે તે તેને બાપનાં કરવા લાગ્યા છે.

પુરાણી વાતો સાચવી રાખવાની વિશ્વાસુ પેઢી સમાન આ ચારણકોઠાએ ભારતીય જનસમાજની થાપણ ઓળવવા માંડી છે; અને થોડા ટાઈમમાં તેના કપાળમાં 'મૉરગેજ ઈન પઝેશન'નું બોર્ડ લાગી જશે. જે જે વાતો હિંદની મિલ્કત સમી ચારણીકોઠામાં 'બુલિયન એકસચેંઇઝ'ની માફક સલામત હતી, તે હવે પરાયે હાથે વેડફાવા લાગી છે. જે મિલ્કત સમસ્ત આર્યત્વને અજવાળતી, કિંમતી બનાવતી, શ્રીમંત ગણાવતી, તે મિલ્કત પર આજ સૌએ હાથ નાંખવા માંડ્યો છે.

ચારણ એટલે ભારતનો કીર્તિસ્તંભ: ચારણ એટલે આર્યસંસ્કૃતિની લાયબ્રેરી: ચારણ એટલે નિરભિમાની, સત્યવચની અને જેવી તેવી બક્ષીસમાં સંતોષ માની જીવનભર અહેસાન માનનાર દૈવી વ્યક્તિ. આજનો ચારણ જો ચારણ બનવા ધારતો હોય તો તેણે તેના પૂર્વજોના સદ્‌ગુણોનું સત્વર આહ્‌વાન કરવું ઘટે છે. નહિતર એ કટકા ભૂંડા બોલતા સનેપાતિયામાં અને આજના ચારણમાં જરા યે તફાવત નથી.

આમાં એક ચારણોનો જ કયાં દોષ છે? પુરાણી વાતોને અને ઈતિહાસોને જિહ્વાગ્રે રાખનારની ભારતીય જનસમાજે કદર નહિ કરતાં એ નિખાલસ અને પરોપકારી આત્માની હાંસી કરી છે. એને ભિક્ષુક માની લઈ રોટલાના બટકા માં જ એ બધું કરતો હોય, એમ સમજી એની ઠેકડી કરી છે. એનો બદલો હવે મળવાની તક આવી પહોંચી છે. હજારો વિદેશીઓ ભારતીય ઈતિહાસને હાંસીરૂપ બનાવવા ખાઈપીને પાછળ પડ્યા છે. ઘણા અટકચાળાઓએ તો ભારતીય ઈતિહાસને ઉઝરડા પણ કરવા માંડયા છે. અને એ ગુલાબના છોડને

ઊખેડી નાંખવા માટે એમણે કુહાડા અને ધારિયાં સજવા માંડયાં છે. ભારતના એ તેજસ્વી કલેવરને વધારે ડાઘ લગાડવા કોલસા પાડવા શરૂ કર્યા છે. જગતમાં સર્વોપરિ ગણાતી સત્ય ઘટનાથી ભરેલી ગાથાના ગૌરવને સળગાવી દેવા એણે હાથમાં કુંભારણું લીધું છે. કરોડો ક્ષત્રિયોનો જેમાં ભવ્ય ભૂતકાળ ભર્યો છે, અને સમસ્ત ભારતીય જનસમાજની ઉન્નતિનાં જેમાં બીજ રહેલાં છે; એવા પ્રાત: સ્મરણીય ઇતિહાસને ગપાટા ગણવા મોંઢાની લગામ છૂટી મૂકી દીધી છે. નહિ ચેતે તો રહ્યું સહ્યું ગૌરવ નાશ પામશે.

કવિત્વશક્તિ એ તો ચારણોની કોઠાવિદ્યા છે, અને એથી જ દરેક ચારણને કવિનું બિરદ મળ્યું છે. ચારણ કવિઓએ ભારતને ચરણે જેવા કિંમતી ગ્રંથો ધર્યા છે, એવા ગ્રંથો કોઈ પણ કોમે ધર્યા નથી. નરહર કવિએ રામાયણ લખીને હાથ ધોઈ નાંખ્યા છે. પ્રવીણસાગર ગ્રંથ લખવામાં રાજકોટના સદ્‌ગત ઠાકોર શ્રી મહેરામણજીને જસા લાંગાએ જ મુખ્ય મદદ કરી હતી. ઇસરદાસ જેવા અને બ્રહ્માનંદ જેવા ચારણ કવિભક્તોએ પણ ભારતીય ભક્તજનસમાજમાં અનેરી છાપ પાડી છે. આ બધાં ચારણવંશવૃક્ષનાં અમૂલ્ય રત્નો છે. ”



# ચારણજાતિ: તેની પડતીનાં કારણો અને ઉપાયો



લેખક: શ્રી નારણભાઇ મેકરણભાઇ રોહડિયા, બી૦ એ૦ સિંધાવદર



[ ગતાંકથી ચાલુ ]

આપણી પડતીનું બીજું કારણ છે આપણામાં ઘર કરી ગયેલી પરદોષ જોવાની અને પારકાં દૂષણો શોધવાની વૃત્તિ. આ વૃત્તિ આપણને બીજાઓના સદ્દગુણો જોતાં અને સારા સદ્દગુણોનું અનુકરણ કરતાં અટકાવે છે. જગતમાં ચાલી રહેલ સમાજ ઉદ્ધાર કે દેશઉદ્ધારનાં બળો આપણને આ દોષવૃત્તિનાં પડળોથી દેખાતાં નથી. માટે બીજું આપણે એ શીખવાનું છે કે, બીજાઓના દોષો જોવાનું ભૂલી જવું જોઈએ. કોઈપણ વ્યકિત પરિપૂર્ણ હોતી નથી. પરિપૂર્ણ તો એક પરબ્રહ્મ પરમાત્મા છે. કારણ કે તે આપણાથી અગમ્ય અને અગોચર છે. દશ્યમાન વસ્તુ એટલી બધીયમાં એક નહિ તો બીજો, ગમે તેવો નજીવો દોષ પણ ગોતવા બેસીએ તો શોધી શકાય. જ્યાં સુધી માણસ એ માણસ જ રહેશે ત્યાં સુધી તેમાં એક અથવા બીજા પ્રકારની ત્રુટિઓ મળી આવવાની.

જ્યારે માનવી ઈશ્વરકોટિએ પહોંચશે, ત્યારે પછી આપણે તેને વિશે કંઈ પણ કહી શકીશું નહિં. બીજું જોવાનું આપણાથી છોડી ન શકાય તો એટલું તો અવશ્ય કરવું કે પોતાના દોષો પહેલાં નિહાળી, પછી બીજાઓનાં દૂષણ જોવાં. આવી તુલના કર્યા પછી દરેકના સમજવામાં આવશે કે આપણાથી દરેક અન્ય વ્યકિત સારી હોય છે. દરેક જ્ઞાતિહિતૈષી વ્યકિત આટલું કરવાની જરૂર કૃપા કરે.

આપણી દુર્દશાનું ત્રીજું કારણ અજ્ઞાનતા છે. આ અજ્ઞાનતાને દરેક ધર્મમાં દુર્ગુણોની જનની ગણવામાં આવેલ છે. આ અજ્ઞાનતાને અંગે આવતા વહેમો, વ્યસનો, પ્રમાદ અને આળસ જેવા બીજા દુર્ગુણોથી આપણે મુકત નથી. આપણામાં આ દુર્ગુણો ઘર કરી રહેલ છે. સરસ્વતી

ના બાળકોનું વિરૂદ્દ પામેલ–ચારણજ્ઞાતિના આપણે પનોતા પુત્રો અત્યારે અભણ અને અજ્ઞાન દશામાં છીએ. દરેક સમજુ, ભણેલ, અને જ્ઞાતિપ્રેમી વ્યકિતની એકજ ફરજ છે કે, ચારણ જ્ઞાતિમાં વિદ્યાપ્રચાર માટે પોતાનાથી બનતું અવશ્ય કરવું.

આજની શોચનીય દશાનું ચોથું કારણ છે આપણી માગણવૃત્તિ, અને તેને લીધે આવતી ખુશામતખોરીની વૃત્તિ. ખોટી ખુશામત એ માગણવૃત્તિનું મુખ્ય સાધન છે. માગણો અને ખુશામતિયાઓને માનાપમાન જેવું કશું હોતું નથી. આપણે કેટલી હદ સુધી નીચે ગયા છીએ તે જોવું હોય તો રાજ્યોમાં, તાલુકાઓમાં કે જાગીરદારોને ત્યાંના વિવાહ પ્રસંગોએ એકઠા થતા આપણા ભાઈઓ ને નિહાળવા. ટોળાબંધ અહીં તહીં ભટકતા. ખાવાપીવાની અને ઉતારાપાણીની સગવડ રહિત એ ભાઈઓને બીજાઓને ત્યાં આથડતાને રોટલા જેવી બાબતમાં બીજાઓની ખુશામત કરતા, જ્યારે જોઈએ છીએ ત્યારે આપણને શોચ થયા વિના રહેતો નથી! લાખો રૂપિયાના અયોગ્ય દાનને ઠોકરે મારનાર, એ પૂર્વજોના બાળકોને અલ્પ રકમ માટે બીજા વ્યવસાયો છોડી અપમાન સહન કરતા નિહાળી કયા જ્ઞાતિ-પ્રેમીની આંખોમાં આંસુ નહિ આવે? અરે, કોળી, વાઘરી જેવી સમાજમાં નીચી ગણાતી કોમોની સ્ત્રીઓને પણ તેમના વિવાહ પ્રસંગનાં લગ્નગીતોમાં “ચારે ગવડાવો **ચારણ** ભાટ રે,” એવું ગાતી સાંભળીએ છીએ ત્યારે તો આપણે આપણી માગણવૃત્તિથી કેટલા અધમ બની ગયા છીએ તેનું ભાન થતાં હૃદય હાથ રહેતું નથી! એટલે કે દરેક ચારણ ભાઈએ પોતાના સ્વમાનને ભોગે, ભિક્ષા-વૃત્તિથી મળતા લાભને જતો કરવો જોઈએ. જે માગણવૃત્તિથી ચારણોએ સમાજમાં એક વખત પ્રાપ્ત કરેલ અપૂર્વ સ્થાન ગુમાવ્યું છે તે માગણ વૃત્તિને છોડી દેવી જોઈએ. અને મહેનત-મજૂરીથી મેળવેલ ધનથી સંતોષ માનતા શીખવું જોઈએ. પોતાને યોગ્ય સન્માનથી બોલાવવામાં આવે, દરેક પ્રકારનું માન જળવાય તોજ ચારણોએ રાજ્યોના વિવાહ, ગાદી કે જન્મ જેવા પ્રસંગે જાવું.

આપણી હાલની સ્થિતિ ઉપર વિચાર કરવા બેસીએ તો પાનાંનાં પાનાં ભરાય તેટલું લખી શકાય. આ ટુંકા લેખમાં

મને દેખાયાં છે તેટલાં, મુખ્ય કારણો મેં દર્શાવેલ છે. દરેક ચારણ આ સ્થિતિથી અજાણ નથી. અને દરેક ચારણની ફરજ આપણી જ્ઞાતિનો ઉદ્ધાર કેમ થાય, આપણે આપણું પૂર્વ સ્થાન કેવી રીતે મેળવીએ, તે વિચારવાની અને તે પ્રમાણે વર્તવાની છે.

આપણી પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ ઉપર વિચારતાં આપણા હિત માટે બૃહદ ગુજરાત ખાતે પ્રયાસ કરી રહેલ શ્રી ચારણ હિત વર્ધક સભા વિશે લખું તો તે અસ્થાને નહિ ગણાય.

છેલ્લાં ચાર વરસથી ચારણોની દુર્ગતિ જોઈ તેમાં પ્રવર્તી રહેલ આળસ, અજ્ઞાનતા, વ્યસનો આદિ દુર્ગુણો દૂર કરવા, અને જ્ઞાતિની સામાજિક ઉન્નતિ સાધવા માટે, શ્રી ચારણ હિત વર્ધક સભાની સ્થાપના થયેલ છે. ચાર ચાર વર્ષથી આપણે સંમેલનો ભરીએ છીએ, ભાષણો કરીએ છીએ, રિપોર્ટો છપાવીએ છીએ, અને બીજું જ્ઞાતિહિતનું કાર્ય વિચારીએ છીએ. ઉપર ઉપરથી પણ આપણે જોઈએ તો આપણને લાગશે, કે દર વરસે આપણી ચા૦ હિ૦ સભાના સભ્યો વધતા જાય છે. દર વરસે સંમેલનોમાં આગલા સંમેલનો કરતાં વધારે માણસો હાજરી આપતા જોવામાં આવશે. પરંતુ આપણે આપણી પ્રગતિના ચાર વરસના સમય ઇતિહાસને તપાસીશું તો જણાઈ આવશે, કે સામાજિક ક્ષેત્રમાં આપણી સંસ્થાએ કંઈ કરેલ નથી. ચાર ચાર વરસો થયાં હોવા છતાં આપણે આપણી સંસ્થાનો પ્રચુર પ્રચાર કરી શકયા નથી. (આ વરસથી આ દિશામાં કંઈક પગલાં લેવામાં આવેલ છે. શ્રી ચા૦ હિ૦ સભા તરફથી એક પ્રચારક ભાઈને નીમવામાં આવેલ છે.)

આમ થવાનું કારણ આપણે સમજી લેવાની જરૂર છે. મારી દૃષ્ટિએ અને સંસ્થા સાથેના મારા શરૂઆતથી આજ સુધીના સંબંધે, મને મુખ્ય કારણ એ દેખાયું છે કે આપણી સંસ્થા પાસે કાર્યકરોનો અભાવ છે. આપણી પાસે ફંડ નહિ જેવું જ છે, એટલે પ્રચારનાં સાધનો જેવાં કે મુસાફરી, પત્રિકાઓ વગેરે માટે આપણે ખર્ચ કરી શકીએ તેમ નથી. બીજું કારણ ઘણું જ દુઃખ-પૂર્ણ દેખાયું છે કે, ચારણોના ભલા

માટે પ્રયાસ કરતી, આ સભાને ચારણોનો પૂરેપૂરો સાથ મળતો નથી. ચારણ ભાઈઓ પાસેથી જ્યારે જ્યારે કોઈ પણ હકીકત જાણવા માટે પ્રયાસ થયેલ છે ત્યારે ત્યારે દિલગીરી સાથે કહેવું પડે છે કે, કોઈ પણ ભાઈએ માગેલી હકીકત મોકલવા તસ્દી લીધી નથી. ત્રણ ત્રણ સંમેલનોમાં નીમવામાં આવેલ, પ્રાંતિક પ્રતિનિધિઓએ જરાપણ જ્ઞાતિ-હિતનું કાર્ય કરેલ ન હોવાથી આ વખતના સંમેલનમાં તો પ્રાંતિક કમિટિઓને કાઢી નાખવામાં આવી છે. શ્રી ચારણ હિત વર્ધક સભા અને શ્રી કૃષ્ણકુમાર ચારણવિદ્યાલયના ફાળા ઉઘરાવનાર કાર્યકરોને અનુભવ થાય છે કે ઘણા ચારણભાઈઓ પોતાની સ્થિતિ સારી હોય અને સમજતા હોવા છતાંય મહામુશીબતે ફંડમાં નજીવી રકમ આપે છે એટલુંજ નહિ પણ ઘણા ઘણાખરા ભાઈઓ તો, મદદ આપવી એક બાજૂ રહી, પરંતુ કાર્યકરો, અને સંસ્થાને, વખોડવામાં પાછું વાળીને જોતા નથી. આના કારણ માટે આપણી જ્ઞાતિની ગરીબાઈ અને સંસ્થા તરફથી થવા જોઈતા પ્રચારનો અભાવ પણ સંભવી શકે. પરંતુ ઘણા દાખલાઓમાં મને એક ત્રીજું જ કારણ દેખાયું છે. તે કારણ તે પૂર્વકથિત આપણામાં રહેલ પરદોષ જોવાની, અને બીજાના ગમે તેવા સારા કાર્યને નિંદવાની વૃત્તિ. ફંડ-ફાળો ઉઘરાવનાર ભાઈને જોઈએ તેવી ફતેહ ન મળતી હોય તેનું ચોથું કારણ મને એ લાગે છે કે કાર્યકરને તે પ્રદેશના કે ગામના સ્થાનિક કાર્યકરના અભાવે ચારણોમાં થોડા સમયમાં છાપ પાડતાં ઘણી જ મુશ્કેલી પડે છે.

આપણી સંસ્થા સામાજિક ક્ષેત્રમાં કામ ન કરી શકતી હોય તેનું અન્ય મુખ્ય કારણ મને એ લાગે છે કે શ્રી ચારણ હિતવર્ધક સભાને આશ્રયે શ્રી કૃષ્ણકુમાર ચારણવિદ્યાલય ચાલતું હોવાથી, આપણા અગ્રગણ્ય નેતાઓ તેના ફંડ ફાળા વગેરેના કાર્યમાં રોકાઈ રહેછે. અને તેથી સામાજિક પ્રવૃત્તિઓ માટે બહુ જ મુશ્કેલી ઊભી થાય છે. શ્રી કૃષ્ણકુમાર ચારણવિદ્યાલય પાસે પણ બહુજ નાનું ફંડ કહી શકાય, કે જે ફંડના વાર્ષિક વ્યાજમાંથી, માંડ છ વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરી શકે. એટલે કે જેને આપણે આપણી પ્રવૃત્તિનું મુખ્ય અંગ માનેલ છે, તે શ્રી કૃષ્ણકુમાર ચારણ

વિદ્યાલય પણ મહામુશીબતથી ચાલી શકે તેમ છે. વિદ્યાલયને કાયમી જીવન આપવા માટે આપણા મુખ્ય નેતાઓ પ્રયાસ કરી રહેલા હોવાથી, જ્ઞાતિહિતની બીજી બાબતો ગૌણસ્વરૂપ પકડતી જાય છે.

એક બાજૂ આપણામાં ઘર કરી રહેલ દુર્ગુણોને કાઢવાની જરૂર છે, અને બીજી બાજૂ આપણી સંસ્થાની ઉપર મુજબ સ્થિતિ છે, તો તેમાંથી કેવી રીતે અને કેવો માર્ગ કાઢવો તે સમજવું સૌને અગત્યનું છે.

ચારણ જ્ઞાતિનો ઉદ્ધાર ઈચ્છવો અને તે માટે પ્રયાસ કરવો તે દરેક ચારણની ફરજ છે. આપણામાં રહેલ દુર્વ્યસનો આપણે દૂર કરવાં જોઇએ. દુર્વ્યસનોથી માણસ દુર્ગુણો તરફ સહેલાઇથી ઘસડાઈ જાય છે; માટે દુર્વ્યસનો તજવાં જોઈએ. વળી આપણી જ્ઞાતિ બહુ જ ગરીબ જ્ઞાતિ છે. તેથી આપણને દુર્વ્યસનોમાં પૈસા ઊડાડવા પોષાય તેમ નથી. જે માગણ–વૃત્તિએ આપણને સમાજમાં હલકા પાડેલ છે, તે માગણવૃત્તિને તો પહેલી તકે છોડી દેવી જોઈએ. પોતાનાં બાળકોને યોગ્ય કેળવણી આપવાની દરેક ચારણ માબાપની અનિવાર્ય ફરજ છે. કેળવણીથી જ આપણે આપણામાં રહેલ એ દુર્ગુણોને કાઢી શકીશું.

બૃહદ ગુજરાતના ચારણોના હિત મા પ્રયાસ કરતી શ્રી ચારણ હિતવર્ધક સભાએ પણ આ દિશામાં પગલાં લેવા માટે ઉપાયો યોજવા જોઈએ. તેના કાર્યકરોએ, જુદા જુદા ઠેકાણે વસતા ચારણોના સહેવાસમાં આવવું જોઈએ. આ માટે ચારણોના વસવાટના પ્રાંતોને વિભાગવાર વ્હેંચી નાખવા જોઈએ. કાર્યવાહક કમિટિના દરેક સભ્યને એક એક વિભાગમાં પ્રચાર વગેરે કાર્ય કરવાનું સોંપવું જોઈએ. વધુ નહિ તો વરસમાં એક વખત પણ દરેક સભ્યને માટે પોતાને સોંપેલ વિભાગમાં ફરવાનું ફરજિયાત હોવું જોઇએ. તે સભ્ય પોતાના વિભાગમાં આવેલ ચારણોના સહવાસમાં આવે, તેમનાં સુખ દુઃખ સમજે, અને ગામવાર કે પ્રાંતવાર સેવાભાવી ભાઈઓને તૈયાર કરી તાલીમ આપે. પ્રાંતોમાં આ પ્રમાણે તૈયાર કરેલ ભાઇઓ, જ્ઞાતિહિતને માટે પોતાના પ્રાંતમાં રહેલ ગામડાઓને વ્હેંચી નાખી અવાર નવાર પોતાને ભાગે આવેલ ગામડાંઓમાં જઈ ત્યાં વસતા ચારણોના સતત્ સહવાસમાં રહ્યા કરે. ઓછામાં ઓછું વર્ષમાં એક વખત બધા પ્રાંતિક કાર્યકરોનું સંમેલન યોજવું જોઇએ. જેથી વરસ આગાના અનુભવો

ની આપ લે કરી શકાય, અને મળેલા અનુભવમાંથી ભવિષ્યના માર્ગો યોજી શકાય.

મારી અલ્પબુદ્ધિ પ્રમાણે આપણી સંસ્થાના પ્રચારનો અને તે રસ્તે જ્ઞાતિબંધુઓની સેવા કરવાનો મને આ ઉપાય દેખાય છે. હું ધારૂં છું કે જો આ પ્રમાણે પ્રવૃત્તિ કરવામાં આવે, તો થોડા વરસોમાં આપણે બૃહદ ગુજરાતના ગામે ગામ આપણી સંસ્થાના સિદ્ધાંતોનો પ્રચાર કરી શકીએ.

છેવટે મારે એક જ વાત લખવાની રહે છે કે, દરેક ચારણબંધુએ જ્ઞાતિહિત માટે પ્રયાસ કરતી શ્રી ચારણ હિતવર્ધક સભાને અને તેને આશ્રયે ચાલતા શ્રી કૃષ્ણકુમાર ચારણવિદ્યાલયને પોતાથી બનતી તન, મન, અને ધનની દરેક પ્રકારની મદદ કરવી જોઈએ. જેટલી આપણે આપણી સંસ્થાઓનો મદદ કરીશું, તે પ્રમાણે તે કાર્ય કરી શકશે, અને તેટલા પ્રમાણમાં આપણી જ્ઞાતિનો ઉદ્ધાર થશે. માટે દરેક જ્ઞાતિપ્રેમી ચારણ સ્ત્રી કે પુરૂષ જ્ઞાતિહિતના આ કાર્યમાં પોતાનો યોગ્ય ફાળો આપે એજ પ્રાર્થના.



# મધ્યયુગનો છેલ્લો સંસ્કારમૂર્તિ ચારણ

## 'લાસ્ટ મીન્સ્ટ્રલ' ગયો!

### શ્રી પિંગળશીભાઈની પ્રતિભાને ગુજરાતે ગુમાવી છે!

મધ્યયુગી સાહિત્ય-સંસ્કારના, જૂનવટના, ચારણ બિરદાઈઓના અને ભકિતરસના છેલ્લા અવશેષ, એકના એક પ્રતિનિધિ કવિરાજ પિંગળશીભાઈ પાતાભાઈ ભાવનગર મુકામે ફાગણ શુદ બારશની રાત્રિના સાડાબાર બજે પોતાના મકાનમાં દેવ થયા છે.

### ભાતું બાંધીને બેઠેલા

બ્યાશી વર્ષની એની અવસ્થા હતી. રાગ-દ્વેષોથી મુક્ત દિલાવરી, માનવ-પ્રેમ અને ઈશ્વરભક્તિથી રંગાએલું એનું જ્ઞાની હૃદય જીવનલીલા સંકેલવા માટે સંપૂર્ણ સુસજ્જ હતું. એક ઉત્તમ ખોળિયામાં વસનારા ઉન્નત આત્માનો એ સ્વભાવિક વિકાસ હતો. આંખો સામે પુત્રો-પૌત્રોની લીલી વાડી હતી. વિશુદ્ધ જીવન જીવી ગયાનો સંતોષ હતો. ભાતું બાંધીને જ બેઠેલા હતા પિંગળશીભાઈ.

### પંદર દિવસ પહેલાંની જ વાત

પંદર જ દિવસ પર આ લખનારને એમનો એક કલાકનો સમાગમ સાંપડેલો. મેરૂના શૃંગ સમા બેઠા હતા, એ જ સાવઝ સમા ચહેરા-મોરાનો ઠાઠ હતો, એ જ પોરસવંતી વાતો કરી, પૂછેલા પ્રશ્નના જવાબમાં ભરપૂર મેઘકંઠે તડાકાબંધ વાર્તા પ્રસંગો ને કાવ્યો લલકાર્યાં હતાં. બાળક જેવા હાસ્યે ભર્યા ને પ્રફુલ્લિત હતા, પુત્રો-પૌત્રો પાસે કાવ્યોના પાઠ કરાવ્યા હતા.

ફાગણ શુદ ૭ના રોજ તો યુવરાજના જન્મ પ્રસંગે નીલમબાગ મહેલમાં જઈ, મહારાજાને કાવ્યો સંભળાવ્યાં ને રજા લેતી વખતે કહ્યું:

### 'હરિ! હરિ!'

"કશું બાકી નથી. તમારી કૃપાથી બધું જ છે." પછી પોતાના ઈનામી ગામ શેઢાવદર જઈ આંબાવાડિયામાં વિહર્યા ને ઠાકરના પુજારીને ગાય દાન દીધી. ને ભાવનગરમાં અવસાનની રાત્રિએ સાડા દસ સુધી તો આનંદની વાતો

કરી આરામ લેવા હિંમતભેર દાદર ચડી મેડીએ ગયા. રાત્રે સાડા બારે સ્હેજ છાતી દુ:ખી ને 'હરિ! હરિ!' કરતે કરતે દસ જ મિનિટમાં દેહ છૂટયો.

## બળવાની પહેલાં જન્મ

ઇ૦ સ૦ ૧૮૫૬માં (બળવાની અગાઉ એક વર્ષે !) વિક્રમ સં૦ ૧૯૧૨ના આસો શુદિ ૧૧ના દિને પુરાતન ગોહિલ–પાટનગરી પહાડી શિહોરમાં જન્મ: પિતાજી ગોહિલ–કવિ પાતાભાઈ: માતાજી આઇબા. મોસાળ ગામ શેવાળિયા. 'જસુ-વિલાસ' બિરદ–કાવ્યના કર્તા પાતાભાઇનો પુત્ર પિંગળશી કવિતાને તો ગળથુથીમાં જ પીવે, ને માતાનાં ધાવણમાં જ ધાવે એમાં શી નવાઈ!

## પ્રતાપી પિતાનો વારસો

પ્રતાપી તાત નીચે એણે ચારણી, ગુજરાતી, હિંદી અને વ્રજભાષાની કાવ્ય-વાણી સાધી લીધી. અને કાવ્યરચનાનાં અસલી ડિંગળી મરોડ તેમજ વ્રજભાષાની લાક્ષણિક પ્રવાહિતા તો પિંગળશીભાઈના કંઠમાં આસાનીથી રમવા લાગ્યાં. એ કરતાં ય વધુ ખૂબી તો હતી એની ભજન–વાણીની. શબ્દાડમ્બરી અને જોશીલી ચારણી કવિતાના ઉપાસકોને અસલી સંતોની સરલ સ્વભાવિક નિરાડમ્બરી લોક–વાણી પર સહેજે હથોટી કે ફાવટ નથી મળી જતી. પિંગળશીભાઈ એમાં અપવાદ નીવડયા. કારણ તો દેખીતું જ છે. પિંગળશીભાઈ કેવળ રાજકવિ ને રાજબિરદાઈ નહોતા, એ તો પ્રભુભકત હતા. મધ્યયુગી સંતોના માર્ગવિહારી હતા. વાણી તો એના આત્મસંસ્કારોને શોધતું આવતું સ્વરૂપ હતું.

## સાચું જળ સીંચાયું

એના સંત–હૃદયને સાચું જળ તો સ્વ૦ મહારાજ તખ્તસિંહજીએ સીંચ્યું. તખ્તસિંહજીનાં સખાવતી કામો સાથી પિંગળશીભાઈ હસ્તક જ ચાલતાં. ગરીબોને દાણા, વસ્ત્રો ને ઉનાળે કેરીઓ વહેંચતા, તળાવ તેમ જ નદીકાંઠે શિયાળાની કડકડતી ટાઢમાં હુંઠવાતાં પડેલાં કંગાલોને ઓશીકે મહારાજાની આજ્ઞાથી અસલી બનાતનો એક એક ચકસો એ જ મૂકી આવે, ને પાંચ પચીસ રૂપિયાની પોટલી પણ મૂકી આવે. યાત્રાઓનાં બધાં સ્થળોએ પણ મહારાજાના એ સંગાથી. એટલે જ એનું હૃદય વધુ આર્દ્ર બન્યું ને એમાંથી અસલી સંત–વાણી પ્રગટ થઇ.

### કવિતાની ઉપાસના

સવારના ચાર વાગે જાગતા, દાતણપાણી કરી હાથમાં કલમ લેતા, ને આત્મસ્ફુરણા લખાવે તેમ લખતા. રાત્રિએ સૂવે ત્યાં સુધીમાં પણ સહેજ વખત મળે કે કવિતાને જ ઉપાસતા. એવા પિંગળશીભાઈનાં પ્રભુવિહારનાં, આત્મબોધનાં ને રસોદ્રેકનાં પદો આજથી પાંત્રીસ ચાલીશ વર્ષો પૂર્વે પણ કાઠિયાવાડને દૂર દૂરને ગામડે ગામડે એકતારાઓ પર ગવાતાં થયેલાં. આ લેખકે પોતાની દસેક વર્ષની વયે ધારીગુંદાળી નામના ગામડામાં સાંભળેલું પદ સચોટપણે યાદ છે કે—

"કહે કવિ 'પિંગળ'
મુરતી મહા મંગલ!
મારા રૂદિયામાં વસો તો
મારે શું છે બીજું કામ?
ગોકળીયું નાનું ગામડિયું
શા માટે આવો શામ!"

ને ગાનારાઓ તો એમ જ માનતા કે 'પિંગળ' નામના કોઇક પુરાતન સંતની આ વાણી છે. હું પોતેય એમ જ સમજતો.

### બહોળો રોટલો

સ્વ૦ પિંગળશીભાઈની વાણીમાં માનવતા પૂરનાર બીજું તત્ત્વ પણ હતું. એની ડેલી મુલકમશહૂર કરનાર બહોળો રોટલો. એ રોટલાએ આ રાજ–ચારણનો સામાન્ય લોકો સાથેનો હાર્દિક સમાગમ સદાય સજીવન રાખ્યો. એમની પહોળી પલાંઠીદાર બેઠક દિવસભર અને અરધી રાત બસ ડેલીની ચોપાટમાં જ. એને બેસવાના આસનમાં ને અન્ય આવેતુઓને અપાતા આસનમાં ફરક નહિ. એની પાસે તો ડાયરો અવિરામ ચાલુ: સાધુઓ ને બાવાઓ આવે, લોટની તાંબડી ફેરવતા બ્રાહ્મણો આવીને બેસે, લાન્સરના લશ્કરીઓ ને પોલીસના સિપાહીઓ ત્યાં પહોરો ખાય, કે દેશવિદેશથી, દૂર તેમજ નજીકથી પધારતા મહાન કવિરાજો પણ એના ડાયરામાં શામિલ થાય. સર્વ કોઇને માટે એક જ બેઠક, એક જ હોકો, એક જ આદરબોલ, એક જ પ્રકારનું વર્તન: ન કોઈથી દિલચોરી, કે ન કોઇને વિશિષ્ઠ વિવેકની બનાવટ: ન કોઈની આઘાપાછી કે ન

હલકા શબ્દને ત્યાં સ્થાન. બાળક આવીને બોલાવે તો બાળક જેવડા બનીને રોનક મચાવે આ રાજકવિ. વિનોદ તો એના સ્વભાવનું સ્વાભાવિક વહેણુ હતું.

## એ પૌરૂપ-રૂપ નહિ વીસરાય

એ ડેલીની ચોપાટમાં બેસતા સ્વ૦ પિંગળશી બાપુના ડાયરાનો ચિતાર તો મારી નજરમાં અણુ-યે અણુ અંકિત થઈ ગયો છે. સપ્તરંગી આગંતુકોની વચ્ચે એકરંગીલા બનીને બેસતા એ અડીખમ પુરૂષનું પૌરૂષ-રૂપ નહિ વીસરાય. મધ્યયુગના મહાન ખંડિયેરને તળિયે ચગદાઈ ગયેલી સંસ્કૃતિના સહેલામાં સહેલા મર્મ-ઊકેલ માટે સ્વ૦ પિંગળશીભાઈના આ ડેલીએ બેઠેલા વ્યક્તિત્વનું દર્શન ભારી સાધન હતું.

## "એકરંગીલા"

એને દેખ્યા પછી મેં કલ્પી જોયા છે-મહારાજ વજેસંગ, આતાભાઈ, અને જાગીદાસ ખુમાણ: એમને દીઠા પછી મારી મધ્યયુગમાં ભમવા જતી કલ્પનાને વર્તમાનની ભૂલભૂલામણી નડી નથી. એને દીઠા પછી મને જાણે કે સામા મળતા ગયા છે પુરાતનતાના ધુમ્મસમય પ્રદેશમાં ભમતા યોદ્ધાઓ, યોગીઓ, રાજપૂતાણીઓ ને જોગમાયા ચારણ્યો. પિંગળશીભાઈના પરિચય-કર્તાઓને માટે 'જૂનવટ' અને 'જૂનવાણી' એ તિરસ્કારના શબ્દો નથી, ગેરસમજની પણ બાબતો નથી.

પિંગળશીભાઈનો અવાજ પણ કોઈ દિવસ જરાય ઊંચો કે નીચો થયો મેં જોયો નથી. એને માટે તો એક જ શબ્દ કહું: "એકરંગીલા."

## ડિંગળીના ઊકેલનાર

જર્જરિત જૂના ચોપડાઓમાંથી ડિંગળી ભાષાના બોડિયા અક્ષરો ઊકેલવાની એની ફાવટ ભારી હતી. ડિંગળી વાણીના ધુરંધર લેખે એનો જાડીદાર આજે જડવો દુર્લભ છે. (રહ્યા છે એ; એના અવશેષ-ઠારણભાઈ.) અને અસલી પ્રાસાદિકતા પૂરેપૂરી સાચવીને નવીન કવિતાના રચનાર પણ એ જ એક અજોડ હતા. એમની રચનાના મરોડો અનોખા જ હતા.

## એમનો કંઠ અને કહેણી

એ કરતાં પણ વિશેષ ખૂબીદાર તો એમનો કંઠ અને એમની કહેણી હતી. દૂલાભાઈને મેં જ્યારે કહ્યું કે વાર્તા કહેનારાઓ લુપ્ત થયા છે એવા આ જમાનામાં તમે જે જે ભાઇઓ અસલી પાતાળફૂટ કંઠ ધરાવો છો તેઓ તો એ કળાને પાછી ખીલાવો! ત્યારે દૂલાભાઇએ મનેકહ્યું, "વાર્તાકારની શી વાત કહું! એ તો કહી જાણ્યું માઇના પૂત એક પિંગળશીભાઇએ." ચાહે તેવડા નાના અથવા મોટા ડાયરાની સમક્ષ નજરને બસ ધરતી તરફ જ સ્થિર કરી, ઊંચું કે આગળ પાછળ જોયા વગર, શ્રોતાઓના મોં પર પડતી અસરોની કશી જ મદદ લીધા વગર, પોતે પણ જરીકે લાગણીવશ અથવા વિચલિત થયા વગર એક અવધૂતની માફક જ્યારે વાગ્ધારા વહેતી મૂકતા, સમા સ્વરે કથ્યે જતા, ધોધમાર વર્ણન આલેખતાં ગીતો–કવિતો ટાંકતા જતા, વાર્તામાં રજૂ થતા એકેએક ભાવને છંદ, છપ્પય કે કાવ્યની અખૂટ ખાણુમાંથી વેરતા જતા. 'નિરુદ્ધ શૃંગાર' વગેરે કાવ્યોના અજોડ કથાકાર પિંગળશીભાઈના એ ગુજરી ગએલા સમયની, એમની એ પ્રૌઢાવસ્થાની તમને આજે કલ્પના જ નહિ આવે. વાર્તા કહેતા પિંગળશીભાઈ પણ માનવી પિંગળશીભાઈની જ પ્રતિકૃતિ હતા. એ જ સંયમ, એ જ ખામોશ, એ જ અવિચ્છિન્ન જીવનધારા સાહિત્યધારા બની જતી. ને શ્રોતા-સમૂહ પ્રત્યેક ભાવમાં ઘસડાતો હોય ત્યારે કથાકાર એકલો આત્મસ્થ બેઠો હોય.

આ બધું જાણીએ છીએ ત્યારે આજે સાહિત્યકાર અને સાહિત્યકારના જીવનને લગતી જે બેઉ પક્ષે વાહિયાત વાતો ચાલી રહી છે. તેનાથી જુદું એક સત્ય સ્પષ્ટ થાય છે. પિંગળશીભાઇ સાહિત્યના વિજ્ઞ તરીકે મોટા, કે જીવન જીવનાર તરીકે મોટા? એ પ્રશ્ન જ અર્થહીન છે. એનામાં પોતાનું પોતાપણું–નિજત્વ, સ્વત્વ હતું, એટલું જ કહેવું બસ થશે.

## કોઇએ સાચો લાભ ન ઊઠાવ્યો

એમની પ્રખર કાવ્ય–શક્તિ, તેમજ એમની સાહિત્ય–ઈતિહાસ વગેરેની ઊંડી સાન: એ બેઉનો સાચો લાભ નથી રાજ્યે લીધો, કે નથી લીધો ગુજરાતી પ્રજાએ. રાજ્યની ખરી ખાનદાની કે ત્રણ ત્રણ પેઢીઓએ, તેમજ ચોથી પેઢી એડમિનિસ્ટ્રેશને આ પુરૂષની અજબ રખાવટ કરી. ભાવનગરનું ઓઢણું ઓઢનારનાં ભાવનગરે સ્વમાન અને શીલ અણિશુદ્ધ સાચવ્યાં. ભાવન-

ગર રાજ્યે પોતાના કવિનો સ્વાધીન સંસ્કારી સંભાળ્યો, ને ઊજળો કરી દેખાડ્યો. એક પણ અવસરે એની પાસેથી જૂઠી વાણી ન ઉચ્ચરાવી. કવિના આત્મગૌરવની આવી સાચવણ તો આજના લોકયુગમાં લોકસંસ્થાઓ ને લોકમાન્ય પુરુષો પણ નથી કરી જાણતા.

સાહિત્યકારની સ્વતંત્રતાનો સીધી રીતે નહિ તો આડકતરી રીતે તેજોવધ ચાલતો જોવાય છે. એ દૃષ્ટિએ ભાવનગર રાજ્યને ધન્યવાદ છે.

## સર્જનશકિતનો પૂંજ

પરંતુ ૮૩ વર્ષનું વિશાલ એ કવિજીવન જો વાઙ્મયની દૃષ્ટિએ કોઈકે હાથમાં લીધું હોત ને, તો એ પુરુષની સાથે જ સ્મશાને સૂતેલી અઢળક વિદ્વતાને મહાન નવી રચનાઓ નીપજાવવા માટે જોતરી શકાઈ હોત.

એવી જોતરનાર શક્તિના વાંકે સ્વ૦ ની કાવ્યપ્રતિભા એની સાચી સમૃદ્ધિ વચ્ચે પણ બેકાર બની રહી હતી. ગુજરાત જેની પાસેથી હોમર, વાલ્મીકિ કે તુલસી શૈલીનાં મહાકાવ્યોનું સર્જન થોડાક જ પ્રોત્સાહને કરાવી શક્યું હોત, તેવો એ એક જ પુરુષ હતો—મહાદવિનો કોઈ ઓલવાયેલો જ્વાલામુખી જાણે !

એથી કરીને આજે એમની જે થોડીક રચનાઓ ઉપલબ્ધ છે, તેમાંથી એમની સાચી કાવ્યપ્રતિભાની કણિકાઓ ચમકતી હશે, પણ તેમની ભાવિ કાવ્ય–શકયતાઓનો ખ્યાલ નહિ આવી શકે, એ ખ્યાલ તો એમનો પરિચય સાધનારાઓ જ પામી શકેલ છે.

એમની કૃતિઓ: 'ભાવભૂષણ' નામે ગોહિલ કુળની તવારીખનો બિરદ ગ્રંથ: "તખ્તપ્રકાશ" પણ એવો જ ગ્રંથ: ઇશ્વરદાસજી કૃત "હરિરસ"નું સંપાદન-કાર્ય: દશમસ્કંધ પરથી ઊતારેલ "શ્રી કૃષ્ણ બાળલીલા કાવ્ય," "ચિત્ત ચેતાવની" નામનો કવિતા-સંગ્રહ: વગેરે.

——શ્રી ઝવેરચંદ મેઘાણી

('ફૂલછાબ' તા૦ ૧૦-૩-૩૯ના અંકમાંથી ઉદ્ધૃત)



# ચારણ જાતિ-વૃત્તાંત.

## એક નમ્ર નિવેદન



ચારણજાતિ એ હિંદુસ્તાનની આર્ય જાતિઓમાંની એક છે. તેની પ્રાચીનતા શ્રેષ્ઠતા તેમજ તેના અન્ય ગુણોનું વર્ણન હિંદુ ધર્મશાસ્ત્રો- જેવાં કે શ્રી વાલ્મીકિ રામાયણ, શ્રી મહાભારત, શ્રીમદ્ભાગવત, શિવપુરાણ, ગણેશપુરાણ, પદ્મપુરાણ, બ્રહ્મપુરાણ, વગેરે-માંથી જાણી શકાય છે. હિંદુસ્તાનનો મધ્યકાલીન ઈતિહાસ શૃંખલાબદ્ધ મળતો નથી. છતાં પણ કોઇ કોઇ સાહિત્યકારોનાં પુસ્તકો જેવાંકે- શાકુંતલાનાટક, હર્ષચરિત્ર, પ્રસન્નરાઘવનાટક તેમજ રાજતરંગિણી વગેરે ઈતિહાસ ગ્રંથો અને જૈનધર્મનાં પુસ્તકોમાં ચારણો વિષે સારા પ્રમાણમાં ઉત્તમ ઉલ્લેખો મળી શકે છે.

મુસલમાનોના આધિપત્ય કાળમાં પણ ચારણો હિંદુ જાતિમાં મહત્ત્વનું સ્થાન ભોગવતા હોવાના અનેક ઉલ્લેખો મળેછે. અને અંગ્રેજ ઇતિહાસકારોએ પણ પોતાનાં અનેક પુસ્તકોમાં ચારણજાતિની પ્રસંશા કરી છે.

ક્ષત્રિય જાતિ સાથેનો ચારણ જાતિનો સંબધ અત્યંત નિકટનો અને ઘનિષ્ઠ છે. ચારણોએ ગુરૂ, ઉપદેશક, કવિ, સલાહકાર, વિષ્ટિકાર અને વિશ્વાસપાત્ર મિત્રો બનીને ક્ષત્રિય જાતિની ઉત્કૃષ્ટ પ્રકારની સેવા કરી છે તથા તેના અર્થે તન, મન, ધન સર્વસ્વ અર્પણ કરેલછે. ચારણોની આ સેવાના બદલામાં ક્ષત્રિયોએ પણ કૃતજ્ઞભાવથી તેમને પોતાના પૂજ્ય ગણીને ગામ ગરાસ તેમજ માન અકરામની ભેટ ધરી છે. આ કથનની સાક્ષી સ્વરૂપ અનેક વૃત્તાંત ઈતિહાસોમાં મળી શકે છે.

વર્તમાન કાળના ચારણોનાં રહેણી કરણી, વ્યવસાય અને જીવન તરફ દૃષ્ટિ કરીએ તો સ્હેજજ આપણને જણાશે કે ચારણ જાતિ એ એક શ્રેષ્ઠ જાતિ છે અને તેને મળેલ વારસો ભવ્ય હોવો જોઇએ.

હિંદુઓના સર્વ વર્ણોમાં દેવીપૂજા (દેવીભકિત) પ્રચલિત છે. દેવીઓમાં પણ જુદા જુદા નામવાળી અનેક દેવીઓ પૂજાય છે. આ દેવીઓમાંથી મોટા ભાગની દેવીઓએ ચારણજાતિમાંજ જન્મ લીધો છે. તદુપરાંત ચારણ જાતિમાં અનેક મહાન્ ભકતો, શૂરવીરો, સાહિત્યકારો, કવિઓ, રાજનીતિજ્ઞો, ઉપદેશકો, દેશભકતો

અને સત્યાગ્રહી વીરોએ જન્મ લઈને ગૌરવમાં વૃદ્ધિ કરી છે.

આ બધું હોવા છતાં પણ ચારણજાતિના ભવ્ય ઇતિહાસથી અજાણ એવી કેટલીક વ્યકિતઓ તથા કેટલાક વિદ્વેષીઓ તરફથી ચારણ જાતિ સંબંધી કપોલ-કલ્પિત હકીકતો ફેલાવવામાં આવેછે. એમ માલૂમ પડયું છે. સાથે સાથે એ પણ સ્પષ્ટ છે કે, સ્વ૦ પૂજ્ય પુરોહિત શ્રી ગૌરીશંકર ગોવિંદજી એ લખેલ એક નાનકડા પુસ્તક ' ચારણધર્મ અને જાગૃતિ ' સિવાય ગુજરાતી ભાષામાં ચારણજાતિ વિષે પ્રમાણભૂત હકીકત આપતું એક પણ પુસ્તક લખાયેલ નથી. હિંદી ભાષામાં આ વિષયને લગતાં બે ત્રણ પુસ્તકો લખાયાં છે, તેમાં મુખ્ય નીચે મુજબ છે-૧ 'ચારણ કુલ પ્રકાશ'-કર્તા સ્વ૦ કવિરાજ શ્રી કૃષ્ણસિંહજી સોદા (શાહપુરા-મેવાડ), ૨ 'ચારણોત્પત્તિમીમાંસામાર્તંડ'-કર્તા સ્વ૦કવિરાજ શ્રી ભભૂતદાનજી વીઠૂ (બીકાનેર). આ બે પુસ્તકોમાં ઇતિહાસની દૃષ્ટિએ પહેલું પુસ્તક શ્રેષ્ઠ છે. બીજા પુસ્તકમાં ચારણ જાતિની ઉત્પત્તિની હકીકત વિસ્તારથી ચર્ચવામાં આવેલ છે. બન્ને પુસ્તકો શ્રેષ્ઠ પંકિતનાં છે. આ સિવાય સ્વ૦કવિરાજ શ્રી મુરારિદાનજી આસિયા (જોધપુર) કૃત 'ચારણ ખ્યાતિ' નામનું એક નાનકડું પુસ્તક પણ પ્રસિદ્ધ થયેલ છે, તેમજ ગુજરાતી અને હિંદી ભાષામાં ચારણ જાતિ સંબંધી ઘણા લેખો લખાયા છે, અને ભાષણો થયાં છે તથા પુસ્તકોમાં પણ ઉલ્લેખો થયા છે.

ઉપર દર્શાવેલ નામવાળાં પુસ્તકોમાં ચારણ જાતિની ઉત્પત્તિ તથા ઇતિહાસ સારી રીતે સ્પષ્ટ કરવામાં આવેલ છે. પરંતુ તેની ભાષા હિંદી હોવાથી કચ્છ-કાઠિયાવાડ - ગુજરાતમાં તેનો પ્રચાર બહુ થયો નથી, એટલે ગુજરાતી ભાષા-ભાષી ચારણો તથા જનતાને ચારણ જાતિના ઇતિહાસની માહિતી ન મળી હોય એ સ્વાભાવિક છે. ઉપરાંત ઉપરોક્ત હિંદી પુસ્તકોમાં વિસ્તાર ભયથી તેમજ અન્ય કારણો ને અંગે વળી ધર્મશાસ્ત્રો સિવાય અન્ય પુસ્તકો, લેખો, ભાષણો વગેરેનો તથા ચારણજાતિના રીતરિવાજો, સાહિત્ય, જીવન, અન્ય જાતિઓ સાથેનો સંબંધ, તેની વિશિષ્ટતાઓ અને અન્ય ઘણી જાણવા યોગ્ય હકીકતોનો સમાવેશ કરવામાં આવ્યો નથી; અને આ બધા ઉપરાંત ઘણા અણસમજુ માણસો તથા વિદ્વેષીઓ ચારણ જાતિ સંબંધી કપોલ-કલ્પિત હકીકતો ફેલાવતા માલૂમ પડયા છે; એટલે ગુજરાતી ભાષા-ભાષી જનતાને ચારણ જાતિના ઇતિહાસથી પરિચિત કરવાની તથા જનતા પાસે સત્ય વસ્તુ પૂર્ણરીતે મૂકવાની આ દેશની શ્રી ચારણહિત-

વિર્ધક સભાની ફરજ છે. આ ફરજને અંગે તેની વતી હું ચારણ જાતિના ભૂત-કાળ અને વર્તમાનકાળ વિષે યોગ્ય વસ્તુ પ્રસિદ્ધ કરવા માગું છું.

ચારણ જાતિ વિષે હું જે કંઈ પણ લખીશ તે બધું કંઈ નવું નથી. એ બધું તો એક યા બીજા સ્વરૂપે ઉપર દર્શાવેલ નામવાળાં પુસ્તકો તથા લેખો, ભાષણો વગેરેમાં ક્યારનું યે કહેવાઈ ગયું છે. ફક્ત એક સંગ્રાહક તરિકે એ બધું તેમજ બીજું અન્ય જે કંઈ મળી શકે તે બધાને યોગ્ય રૂપમાં ગોઠવવાનું મારું કામ છે. હું કોઈ મોટો વિદ્વાન છું નહિ, જે લખીશ તે બધું ઉપરોક્ત સામગ્રી માંથી જ અને તે પણ ફક્ત ગુજરાતીભાષાભાષી જનતાની જાણ માટે. મારા લખાણમાં ક્યાંય ભૂલચૂક જણાય તો કૃપાળુ પાઠકગણ મને મારી ભૂલનું ભાન કરાવે એમ પ્રાર્થના છે.

વિશેષમાં ખાસ વિનંતિ કરવાની કે, જે ભાઈઓ પાસે ચારણજાતિના ઇતિહાસ, ઉત્પત્તિ, કાર્યો, વ્યવસાય, ચારણજાતિમાં ઉત્પન્ન થએલ ભક્તો, દેવીઓ, શૂરવીરો, કવિઓ, રાજદ્વારીઓ, ઉપદેશકો, અને અન્ય મહાન પુરૂષો, ચારણ-જાતિના રીતરિવાજ, ભાષા, રૂઢિ, પહેરવેશ, ગામગરાસ, સાહિત્ય, અને તેને લગતી અન્ય કંઈ પણ માહિતી જૂની અથવા નવી હોય તે તેમણે વિના વિલંબે મને મોકલવાની કૃપા કરવી. ચારણજાતિની શાખો, પાડાઓ, ભેદો વગેરે સંબંધી કંઈ પણ પ્રમાણબદ્ધ હકીકત કોઈ ભાઈની પાસે હોય તો તે પણ મોકલવાની વિનંતિ કરવામાં આવે છે.

ચારણજાતિને લગતી માહિતીના બધા પુરાવા, પુસ્તક, લેખ વગેરે યોગ્ય ઉપયોગ થયા પછી મૂળધણીને પાછાં મોકલવામાં આવશે. વિશેષમાં વિનંતિ કરવાની કે ચારણ અથવા ચારણેતર-અન્ય કોઈ પણ બંધુ તરફથી ચારણજાતિના લખવા ધારેલા આ ઇતિહાસ સંબંધી સૂચન-સલાહ મળશે તો મહદ્ ઉપકાર થશે.

ચારણજાતિના ઇતિહાસની આ હકીકત "શ્રી અ૦ ભા૦ ચારણ-સમ્મેલન' ના મુખપત્ર 'ચારણ' પત્રમાં (સંપાદકોની અનુજ્ઞાથી) ક્રમે ક્રમે પ્રગટ કરવાની મારી નમ્ર અભિલાષા છે. મારી શક્તિ અલ્પ છે, અને મને તેનું ભાન પણ છે, પરંતુ જ્ઞાતિબંધુઓ તેમજ અન્ય કૃપાળુ સજ્જનોનો સહકાર મળશે એવી પૂર્ણ આશાથી આ કાર્ય કરવાને તત્પર થયો છું, આ ઐતિહાસિક હકીકત પૂર્ણ રીતે લખાઇ

---

( હે આણંદ ! બિંબ ( ફળ ) જેવા અધર ઉપર દાંતે કરેલો ઘા કેવો શોભે છે ! જાણે કે, પિયુએ નિરૂપમ રસ પીને બાકીના ( રસ ) ઉપર ( બીજે કોઈ પી ન જાય તેટલા માટે ) મહોર મારી છે ! )

એ વ્યાકરણમાં ઉદાહરણ રૂપે ચારણ કવિઓના જ અધિકતર દુહાઓ લેવામાં આવ્યા છે. ઉદાહરણ તરીકેઃ

एइनि घोडा एह थलि,
  एइति निसिआ खग्ग।
एत्थ मुणीसिम जाणिअइ,
  जो न विवालइ वग्ग॥

( આ ઘોડા તે જ છે, સ્થળ પણ તે જ છે, અને મ્યાનમાંથી કાઢેલી આ નિસ્ત્રિંશ અથાત્ શત્રુઓનું રક્તપાન કરનાર તલવારો પણ તે જ છે. એવા આ યુદ્ધક્ષેત્રમાં જેમણે પોતાના ઘોડાઓની વાઘ ખેંચીને તેમને ( શત્રુ પર હુમલો કરવા માટે ) તેજ કર્યા નહિ; તેમને પહેલાંથી જ મૃતતુલ્ય સમજવા જોઇએ. )

આ દુહાને મળતો ભાવ ચારણોને મોંઢે બોલાતા નીચેના એક દુહામાં પણ જોવામાં આવે છેઃ

**ભલ્લ ઘોડા વળ વંકડા, હલ્લ બાંધો હથિયાર;**
**ઝાઝાં ઘોડાંમાં ઝીંકવો, મરણો હકડી બાર.**

महु कंतहो वे दोसड़ा,
  हेल्लि म झंखहि आलु।
देन्लहो हउं पर उव्वरिअ,
  जुज्झन्तओ करवालु॥

( હે સખી ! મારા પતિમાં બે દોષ છે. ( સખી તેને તેમ કહેતાં રોકે છે કે, એવું ) વૃથા ( આળ ) બોલીશ ( ઝંખ ) નહિ. ( તે બે દોષ કયા ? એ સ્ત્રી જવાબ આપે છેઃ ) તેના દેતાં દેતાં ( દાન દેતાં ) ફક્ત હું બચી ( ઊગરી ); અને યુદ્ધમાં લડાઇ લડતાં લડતાં ( ઝૂઝતાં ) કેવળ તલવાર બચવા પામી છે ! )

એ વ્યાકરણમાં ઉદાહરણ તરીકે લીધેલ ચારણ કવિઓના કેટલાક દુહાઓ તો આજે પણ ચારણોને મોંઢે તેના વિકૃત રૂપે સાંભળીએ છીએ. ઉદાહરણ તરીકેઃ

भल्ला हुआ जु मारिआ,
  बहिणि महारा कंतु।
लज्जेजन्तु वयंसिअहु,
  जइ भग्गा घरु एंतु॥

( હે બહેન ! મારો પતિ યુદ્ધમાં કામ આવ્યો, તેને હું ભલું થયું સમજું છું. કેમકે જો તે રણાંગણમાંથી ભાગીને ઘેર પાછો આવત તો ( તારા જેવી ) સખીઓ મને ( તે બદલ ) મહેણું મારીને લજ્જિત કરત. )

આ દુહો આજે આવા રૂપે સાંભળવામાં આવે છેઃ

**ભાગે તું મત કંથડા ! તું ભાગે મું ખોડ;**
**સરખા-સરખી સાહેલિયું, તાળી દે મુખ મોડ.**

वायसु उड्डावन्तिअए
  पिउ दिट्ठउ सहसत्ति।
अद्धा वलया महिहि गय,
  अद्धा फुट्ट तड़त्ति॥

(એક વિયોગિની સ્ત્રી કાગડાને ઊડાડવા લાગી કે, મારો પિયુ આવતો હોય તો ઉડી

જા. એટલામાં તો તેણે અચાનક પિયુને દીઠો, એટલે હર્ષના આવેશમાં તેનું શરીર ફૂલતાં, તેના હાથની ચૂડી નંદવાઈ ગઇ. ચૂડીનો અડધો ભાગ હાથે વળગી રહ્યો તે અડધો તૂટીને નીચે પડયો.)

આ દુહો ચારણોને મોંઢે આજે આવા રૂપે સાંભળવામાં આવે છે:

कामन काग उडावती,
पियु आयो झवकां ।
आधी चूड़ी कर लगी
आधी गई तड़कां ॥

એક બીજો દુહો લઈએ:

पुत्तें जाएं कवणु गुणु, अवगुणु कवणु मुएण ।
जा वप्पी की भुंहड़ी, चंपिज्जइ अवरेण ॥
सि० है० ४–३९५

(એ પુત્રના જન્મથી શો લાભ અને મરણથી શી ખોટ કે જેના હોવા છતાં તેના બાપની ધરતી પર બીજાનો અધિકાર થાય!)

આ દુહો અત્યારે આવે સ્વરૂપે ચારણો બોલે છે:

बेटो जायां कवण गुण,
अवगुण कवण धियेण ।
जा ऊभां धर अप्पणी,
गंजीजै अवरेण ॥

( એ પુત્રના જન્મથી શો લાભ, અને તેના બદલે પુત્રી જન્મી હોત તો શો અવગુણ થાત કે જેના હોવા છતાં પણ તેની પોતાની (બાપીકી) જમીન પર બીજાનો અધિકાર થવા પામે છે ! )

આ પ્રમાણે હેમચંદ્રાચાર્યનો સમય આવતાં દુહાનો પ્રયોગ સર્વમાન્ય અને સર્વ-પ્રિય બને છે. અને ઉપરનાં બીજાં પ્રમાણોથી તથા હેમચંદ્રાચાર્ય જેવા મહાન્ વિદ્વાને તેમના વ્યાકરણમાં ઉદાહરણ તરીકે અધિકતર ચારણોના જ દુહાઓ લેવાથી ચારણોની દુહારચનાની કુશળતાનો આપણને સહેજે ખ્યાલ આવે છે.

આપણી જાતિના સુપ્રસિદ્ધ વિદ્વાન સ્વ૦ ઠાકુર શ્રી કિશોરસિંહજી સોદા આ વિષે લખે છે કે:

"પિંગલ મુનિના છંદઃશાસ્ત્રમાં હજારો છંદો-નો ઉલ્લેખ હોવા છતાં ચારણોએ આજ દિન સુધી કેવળ દુહા, છપ્પા, અને ગીત નામક વર્ણ અને માત્રામેળ છંદોને પોતાના સાહિત્યમાં સ્થાન આપ્યું છે. બીજા છંદોમાં પણ તેમની કવિતાઓ મળે છે, પરંતુ તેની ગણત્રી આટામાં લૂણ બરાબર છે. અને એ પ્રકારે ચારણ જાતિની પ્રતિસ્પર્ધી ભાટ જાતિના કવિઓએ તેમનાં કાવ્યોમાં સવૈયા, ઘનાક્ષરી અને મનહર ( કવિત ) આદિ અક્ષરમેળ છંદોને જ સ્થાન આપ્યું છે. ગીતછંદ તો તેમના સાહિત્યમાં બહુધા નહિવત્ છે પરંતુ દુહાછંદ તેમના સાહિત્યમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે, તે ચારણોના સાહિત્યમાંથી લેવામાં આવ્યો છે. દુહાછંદ એ ચારણોની જ રચના છે, તેના પ્રમાણમાં મેરૂતુંગાચાર્યે વિ૦ સં૦ ૧૩૬૧ માં રચેલ 'प्रबंध–चिंतामणि' ગ્રંથમાંથી ઉલ્લેખ મળે છે

સોરઠના બે ચારણ 'દુહાવિદ્યા'માં સ્પર્ધા કરતા (दूहाविद्यया स्पर्धमानौ ) પાટણ આવ્યા. તેમની અરસપરસની શરત એવી

જતા કે, જેની રચનાની હેમચંદ્ર પ્રશંસા કરે તે બીજાને હારેલો સમજે. હેમચંદ્ર મળતાં તેમાંથી પહેલો ચારણ આ સોરઠો બોલ્યો:

> लच्छिवाणि मुहकाणि,
>
> एयइ भागी मुह भरउँ ।
>
> हेमसूरि अच्छीणी,
>
> जे ईसरते ते पंडिया ॥

(આ ભાગી (ભાગ્યશાળી હેમચંદ્ર) નું મુખ લક્ષ્મી અને સરસ્વતી બન્નેના મુખથી ભરેલું છે. અને એવા હેમસૂરિ જેના પર છાના છાના કંઈક પ્રેમ કરે છે, તે પંડિત બની જાય છે.)

પહેલો ચારણ તો આ દુહો બોલીને ઊભો રહ્યો. એવામાં આરતીનો વખત થવાથી કુમારપાળ-વિહારમાં મહારાજ કુમારપાળ પધાર્યા: અને તેમણે હેમચંદ્રને પ્રણામ કર્યાં, હેમચંદ્રે તેમની પીઠ પર હાથ રાખ્યો. એ દૃશ્ય જોઈ બીજો ચારણ બોલ્યો:

> हेम तुहाला कर भरउं जाँह अच्चंभू रिद्धि ।
>
> जेवं पह हिट्ठा मुहा, तांह ऊपहरि सिद्धि ॥

(હે હેમ ! તમારા હાથ જેના પર ભરો -રાખો, તેની તો આશ્ચર્યજનક રિદ્ધિ થાય છે. અને જેનું મોઢું નીચે હોય છે અથવા જે નીચે મોઢે આપના પગ દાબે છે, તેને આપે સિદ્ધિની ભેટ આપી છે. અને એ રીતે તેનું શિર ઊંચુ-સર્વોન્નત કર્યું છે.)

આ દુહામાં એ ચારણ કવિ કુમારપાળની આશ્ચર્ય પમાડે તેવી સંપત્તિને હેમચંદ્રનો તેમની પીઠ પર હાથ રાખવાના અને સિદ્ધિની ભેટને નીચા મોઢે પગમાં પ્રણામ કરવાના કારણરૂપે માને છે. તેની આ અનૂઠી ઉક્તિ પર મહારાજ કુમારપાળ પ્રસન્ન થયા. અને એ દુહો ફરી ફરી તેની પાસે બોલાવરાવ્યો. ત્રણ વાર બોલીને તેણે અધીરાઈથી કહ્યું કે, શું દરેક પાઠના લાખ લાખ રૂપિયા આપવાના છો, તેથી વારંવાર બોલાવરાવો છો ? રાજાએ તેને ત્રણ લાખ રૂપિયા આપ્યા.

આ પ્રબંધમાં પહેલો સોરઠો અને બીજો દુહો છે, પરંતુ બન્ને પ્રકારની રચનાને મેરૂતુંગાચાર્યે ‘दूहाविद्या’ ના નામથી જણાવી છે, એ ખાસ ધ્યાન દેવા જેવું છે. અને તેનો અભિપ્રાય એ વિદ્યા ફક્ત ચારણ જાતિમાં જ પ્રચલિત હતી, એમ જણાય છે.”

આ મતનું સ્વ૰ પં૰ ચંદ્રધર શર્મા ગુલેરી, શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ આદિ ચારણેતર વિદ્વાનોએ પણ સમર્થન કરેલું છે. અને તે દ્વારા સિદ્ધ થાય છે કે, દુહાછંદ એ ચારણોની જ રચના છે.

આ ઉપરાંત પણ ‘प्रबंध-चिंतामणि’ માં ચારણ કવિઓએ દુહામાં રચેલી કવિતાનો એક વિશેષ પુરાવા મળી આવે છે:

સિદ્ધરાજ જયસિંહ સમુદ્રકિનારે ફરતો હતો, તે વખતે એક ચારણ કવિએ તેની પ્રશંસામાં કવિતા કરી હતી. તેમાં એક દોઢિયો દુહો છે—

> को जाणइ तुह नाह चित, तुहालेइ चक्कवइ लउ ।
>
> लंक हले वाह मग्गु, निहाळई करणउतु ॥

(સિદ્ધરાજને સમુદ્ર તરફ જોતો જોઇ કવિ કહે છે કે, હે નાથ! હે કર્ણના પુત્ર! તમારા ચિત્ત (ની વાત) ને કોણ જાણે છે? તું ચક્રવર્તી (પદ) લઉં એમ ચાલે છે—એવી ચેષ્ટા કરે છે; અને લંકાફળને (લેવા માટે) વહાણનો માર્ગ નિહાળે છે.)

આમાં करणउतु-કર્ણપુત્ર એ પિતાના નામના ગૌરવથી પુત્રને સંબોધન કરવાનું ચારણ-કવિતાનું પ્રસિદ્ધ લક્ષણ છે. અને તે પ્રયોગ કેટલો જૂનો છે, તે આ ઉપરથી સમજાય છે.

(૨) જ્યારે મહારાજ કુમારપાળ શત્રુંજય તીર્થમાં ગયા. ત્યારે ત્યાં એક ચારણને પ્રતિમા સમક્ષ નીચેનો સોરઠો નવ વખત બોલતાં તેમણે નવહજાર રૂપિયા આપ્યા હતા:

इक्कह फुल्लह माटि,
देअई सामी सिद्धि सुह।
तिणि सिउं केही साटि,
रे भोलिम जिणवरह॥

(એક જ ફૂલને માટે સ્વામી (મહાવીર સ્વામી) સિદ્ધિ-સુખ અથવા સર્વ સિદ્ધિ આપે છે, તે પ્રમાણે હે જિનવર! આપ શા માટે આટલા બધા ભોળા છો? એટલે કે, એક ફૂલના બદલામાં આટલી બધી સિદ્ધિનું સુખ શા માટે આપી દો છો?)

આજે પણ એ વાતનો સૌ કોઈ સ્વીકાર કરે છે કે, દુહા રચવાની અને દુહા બોલીને ઐતિહાસિક વાતોની જમાવટ કરવાની જેવી અદ્ભુત કળા ચારણ કોમે હાથ કરી છે, તેવી કળા બીજી કોઈ કોમે હજુ સુધી પ્રાપ્ત કરી નથી. અને ચારણોની એ કળાનું ઉપરનાં ઐતિહાસિક વિધાનો સમર્થન કરે છે. હેમચંદ્રાચાર્યે પણ તેમના વ્યાકરણમાં ચારણ કવિઓના દુહા ઉદાહરણ તરીકે એટલા માટે લીધા હોય તેમ અનુમાન થાય છે કે, મેરુતુંગાચાર્યે જણાવ્યું છે, તેમ દુહા રચવાની અને તેમને અપૂર્વ ઢંગે બોલવાની કળા ચારણોને જ સાધ્ય હતી; બલ્કે એ વિદ્યા માટે એ કાળે ચારણો જ પ્રસિદ્ધ હતા. અને તે દુહા મધુર, ઉત્તેજક અને સારગર્ભિત હોવાથી કોણ રાજા અને કોણ રંક, કોણ પંડિત અને કોણ અભણ, સૌને પ્રિય હતા. 'ગરથ ગાંઠે અને વિદ્યા પાઠે' એ કહેવત અનુસાર ચારણોમાં પોતાનાં કાવ્યો મુખ્યત્વે કંઠસ્થ રાખવાનો રિવાજ છે. કેમકે કોઇ પણ કાવ્ય મોઢેથી હાવભાવ સાથે બોલતાં જેટલી અસર કરે છે, તેટલી વાંચવાથી કરતું નથી. અને ચારણોને તો યુદ્ધની વચ્ચે રહીને પોતાનાં ઉદ્બોધક કાવ્યોદ્વારા રજપૂત વીરોને પ્રોત્સાહન આપવાનું હતું. એટલે તેઓ પોતાનાં મોટાં મોટાં કાવ્યો પણ આજ દિન સુધી બહુધા કંઠસ્થ રાખતા આવ્યા છે. અને તેમાં ય દુહાને તો મોંદે રાખવાનો જ રિવાજ છે. એટલે દશમીથી પંદરમી સદી સુધીમાં ચારણોએ લખેલાં દુહા-કાવ્યો લેખબદ્ધ મળી આવતાં નથી. જો કે તેમના છૂટક દુહાઓનો તો એ

કાળના જૈન વિદ્વાનોના ગ્રંથોમાં ઉપર પ્રમાણે ઘણે ઠેકાણે ઉલ્લેખ મળે છે, પરંતુ જૈન વિદ્વાનોમાં ઘણા કાળ સુધી દેશની પ્રચલિત ભાષાથી જૂની ભાષા લખવાનો રિવાજ રહ્યો છે, તેથી તેમણે જેવી ભાષામાં એ દુહા સંગૃહીત કરેલ છે, તેવી ભાષામાં જ એ દુહા ચારણ કવિઓએ લખ્યા હશે, કે કેમ તેનો સંદેહ રહે છે. પરંતુ તે સિવાય બીજો આધાર ન હોવાથી આપણે એ ઉલ્લેખો પર સંતોષ માનવો પડે છે. જો કે એ દુહાઓનાં પંદરમી સદી પછીનાં રૂપાંતરો તો વિપુલ સંખ્યામાં પ્રાપ્ત થાય છે, અને તેનાં થોડાંક ઉદાહરણ ઉપર આપવામાં પણ આવ્યાં છે.

હેમચંદ્રાચાર્યે તેમના પ્રાકૃત વ્યાકરણમાં ઉદાહરણ તરીકે ચારણ કવિઓના જે દુહા આપ્યા છે, તે બધા તેમનાં સમકાલીન કવિઓના નથી. કેમકે એ ઉદ્ધરણ માત્ર છે. અને ઉદ્ધરણ બહુધા પોતાનાથી પ્રાચીન લેખકો કે કવિઓની કૃતિઓમાંથી લેવામાં આવે છે. હેમચંદ્રાચાર્યના વ્યાકરણનો સમય બારમી સદી છે. ત્યાર પછી પણ 'ચારણો રો પીહર' નામથી પ્રસિદ્ધ કાઠિયાવાડ દેશમાં તો ચારણોનો વસવાટ ચાલુ રહ્યો. પરંતુ બારમી સદી પછી ચારણ જાતિનો અધિકાંશ બુદ્ધિમાન વર્ગ પોતાની આરાધ્યા દેવી આવડ માતાના દર્શન માટે કાઠિયાવાડ અને રાજપૂતાનાના બીજા ભાગોમાંથી નીકળી જેસળમેર રાજ્યમાં આવેલ એ માતાના આદિસ્થાન તેમડા પર્વતના માર્ગે પશ્ચિમ રાજપૂતાનામાં વસવા લાગ્યો. એટલે ત્યાં વસેલા ચારણ કવિઓ ત્યાંની જૂની રાજસ્થાની ભાષામાં કવિતા કરવા લાગ્યા.

એ વખતથી ચારણ કવિઓની કાવ્ય-ભાષાના દેશ-ભેદને લીધે બે વિભાગ પડ્યાઃ રાજપૂતાના, માળવા અને સિંધની પૂર્વ સરહદ પર વસનાર ચારણ કવિઓની ભાષા જૂની રાજસ્થાની કે ડિંગળને નામે, અને ગુજરાત કાઠિયાવાડના ચારણ કવિઓની કાવ્યભાષા સોરઠી કે ચારણ ભાષાને નામે ઓળખાવા લાગી. જો કે એ બન્ને ભાષાઓની પ્રકૃતિ એક જ છે, પરંતુ ડિંગળ ભાષા પર હિંદી ભાષાની અને સોરઠી-ચારણ ભાષા પર ગુજરાતી ભાષાની ખૂબ અસર છે, છતાં બન્ને ભાષાની કવિતાઓ એક જ પ્રકારનાં વૃત્તો કે જે 'ગીત' ને નામે ઓળખાય છે, તેમાં લખાય છે.

સોળમી સદી સુધીમાં તો એ બન્ને પ્રકારની ચારણોની કાવ્યભાષા પૂર્ણ ઉન્નત અવસ્થાએ પહોંચી; અને તેમાં તેનાં બોતેર પ્રકારનાં 'ગીતો' ના પિંગળના તથા શબ્દ-સંગ્રહના વિવિધ ગ્રંથો લખાયા. એ વખતે દુહાનું સ્વરૂપ વર્ણસગાઇ, ઝડઝમક અને અન્ય અલંકારોથી સુશોભિત બની પૂર્ણતાએ પહોંચ્યું. અને તેમાંથી નૈસર્ગિક ઉર્મિમયતા ઓછી થઇ, નાદ-વૈભવ વધ્યો.

સોળમી સદી પછીથી રાજપૂતાનામાં વસતી તમામ ચારણ જાતિ સંસ્કાર-ભેદે 'મારૂ' નામે ઓળખાવા લાગી. અને રાજપૂત જાતિને

સુખ-દુઃખમાં અપૂર્વ સહાય આપવાને લીધે તથા કાવ્ય-શક્તિને બળે એ તમામ મારૂ ચારણો સારી સારી જાગીરો ધરાવતા થયા. જાગીરોના મદમાતા એ ચારણોએ કવિતા, યુદ્ધ અને રાજકાર્યમાં સલાહ આપવા સિવાય બીજા ધંધાને તિલાંજલિ આપી. તેમની રચનાઓમાં પણ દુહાનું સ્થાન તો મોખરે રહ્યું. છતાં કવિતાના શાસ્ત્રીય અભ્યાસે અથવા વધુ આરાધને તેમણે 'ગીતો' અને અન્ય છંદો ઉપર વધુ હાથ અજમાવ્યો, અને એ ગીતોના તથા છંદોના રણકારે તેમનો દુહાનો નાદ કંઈક ઓછો કરી નાંખ્યો. પરંતુ કાઠિયાવાડમાં અને તેમાંય સોરઠ વિભાગમાં વસનાર 'સોરઠિયા' અને 'પરજિયા' નામથી સંસ્કાર અને દેશ-ભેદે ઓળખાતા ચારણોએ કવિતા દ્વારા માન અને જાગીરો મેળવવાને બદલે પોતાના પરાપૂર્વના પશુ-પાલનના ધંધાને વધુ મહત્ત્વ આપ્યું. અને તેને ચાલુ રાખ્યો. એટલે તેમનામાં પરાપૂર્વનો દુહા-પ્રેમ અખંડ ચાલુ રહ્યો. કારણ કે, ચારણજાતિ નૈસર્ગિક કવયિત્રી હોવાથી ગમે તે ધંધો કરવા છતાં અને વિદ્યાભ્યાસ સિવાય પણ તેની કાવ્ય-શક્તિ નષ્ટ થઇ નથી. કવિતા તો એના લોહીમાં મળી ગયેલી છે. અને તેથી જ કોઈ પણ ચારણ 'વણ પઢિયો વાતુ કરે' છે.

ચારણ જાતિને ઇશ્વરે કાવ્ય-શક્તિની સાથે મીઠા કંઠની પણ બક્ષીસ આપેલી છે. સોરઠ દેશની સ્ત્રીઓના કંઠની પ્રશંસા તો પાણિનિ જેવા ધુરંધર વિદ્વાને પણ પોતાના વ્યાકરણમાં કરી છે. એ દેશમાં સુરમ્ય કંઠવાળા ચારણોનો વસવાટઃ પછી પૂછવું જ શું? મેરૂતુંગાચાર્યે પણ દુહા-વિદ્યાની સ્પર્ધા કરતા ચારણોને સોરઠના જ ગણાવ્યા છે, એટલે હેમચંદ્રાચાર્યના વખતથી જ એ દેશના ચારણો દુહાની રચના તથા બોલવા માટે પ્રસિદ્ધ છે. અને ત્યાર પછી પણ ઉપર જણાવ્યું તેમ એમણે એ કળા સંઘરી રાખી છે. ચારણોના એક મુખેથી બીજે મુખે અને બીજેથી ત્રીજે એમ હજારો મુખે શૌર્યકથાઓ, પ્રેમકથાઓ, નીતિ-વાર્તાઓ અને જ્ઞાનઉપદેશના દુહાઓ રમતા ગયા. જેમ જેમ તેમની જીભની સરાણે એ દુહા ચડતા ગયા, તેમ તેમ કંઠસ્થ વૃત્તિને આવશ્યક તેનો નાદ-વૈભવ વધતો ગયો. એટલે કે, તેને મીઠી હલકથી બોલવા-ગાવાની અનુપમ કળા એ માલધારી ચારણોને સાધ્ય થઈ. અને તેથી જ દુહામાં પણ "સોરઠ રો દુહો ભલો" એ કહેવત પ્રચલિત બનવા પામી.

કાવ્યશાસ્ત્રના જ્ઞાતા ચારણ કવિઓ જેવું ગૌરવભર્યું સ્થાન શિષ્ટસમાજમાં ભોગવતા આવ્યા છે. તેવું સ્થાન આ માલધારી ચારણો, તેમના સંગી-સાથી કાઠી, આયર, રબારી, ભરવાડ અને મેર વગેરે માલધારી સામાન્ય લોક-સમાજમાં ભોગવતા આવ્યા છે. અને પોતાની કંઠસ્થ વાણીનું

( અનુસંધાન પૃષ્ઠ ૧૪ ઉપર )

# દૈવીકુળ-ઉજાળક સાધ્વી દેવી શ્રી આંબુબાઈનો જીવન-પરિચય

ચારણ જાતિમાં સમય સમય પર દૈવી વિભૂતિસંપન્ન અનેક મહાશક્તિઓએ જન્મ લઇને તેને ગૌરવાન્વિત કરી છે. હિંદુસમાજની અન્ય જાતિઓને મુકાબલે ચારણ જાતિનો મહિલા-સમાજ બહુ તેજસ્વી લેખાયો છે. અને તેથી જ ચારણો દેવીપુત્ર કે દેવીના બાળકો ગણાય છે. આજે પણ મારવાડમાં ખુડદ ગ્રામ-નિવાસી દેવી શ્રી ઇંદિરાબાઇ રત્નુ તેમની દૈવી શક્તિ માટે સર્વત્ર પ્રસિદ્ધ છે. અત્રે થરપારકર જેવા શુષ્ક પ્રદેશમાં ભક્તિની વેલિ સજીવન રાખનાર એવાં જ એક વિભૂતિસંપન્ન સાધ્વી ચારણ બાઇનો ટૂંક જીવન-પરિચય આપવા પ્રયત્ન કર્યો છે.

બહેન આંબુબાઈનાં પ્રથમ દર્શન મને ૩૨વર્ષ પૂર્વે તેમના ધર્મગુરૂ સ્વ૦ ભક્તરાજ શ્રી મઘારામજીની મંડળીમાં થયેલાં; અને ત્યાર બાદ સને ૧૯૦૭ની સાલથી મારી નોકરી ઉક્ત ભક્તારાજના દીપલા ગામે, અને પછી મીઠી ગામે—જ્યાં બાઇનો નિવાસ છે; ત્યાં થવાથી બહેન સાથે પરિચય વધતો ગયો. છેવટે સંજોગવશાત્ મારો નિવાસ પણ મીઠી-માં જ રહ્યો. અને બહેન સાથે તીર્થાટનમાં જતાં પરસ્પર ધર્મનાં ભાઇ-બહેનનો સંબંધ બંધાયો;જેથી તેઓ મારા કુટુંબ સાથે સગી બહેન જેવો સંબંધ સાચવે છે. વળી નિત્ય સત્સંગમાં આવવા-જવાથી અને કથાવાર્તામાં ભાગ લેવાથી, ભેળાં જ છીએ. આ બધું બનવામાં ઇષ્ટદેવની કૃપા અને નિમિત્ત કારણ બહેનની પ્રેરણા-શક્તિનું કહી શકાય.

---

( પૃષ્ઠ ૧૩નું અનુસંધાન )

એમને રસાસ્વાદન કરાવી એ લોકોને પણ તેમણે દુહા કંઠસ્થ રાખી બોલવાનો નાદ લગાડ્યો છે. છતાં મીઠી હલકથી દુહા બોલવા અને ગાવા એ તો ચારણના બાપનો છે. એ વાતની કોઇથી ના કહી શકાશે નહિ. દુહાને શું શૌર્યકથા કે શું પ્રેમકથા, શું નીતિ-ઉપદેશ કે શું ઉદ્‌બોધન રૂપે જનતાનો પ્રિય છંદ બનાવવાનું માન ચારણોને છે, અને રહેશે. *

* આ લેખ તૈયાર કરવામાં સ્વ૦ ઠાકુર કિશોરસિંહજી સોદાના 'चारणों का साहित्य,' પં૦ રામચંદ્ર શુક્લના 'काव्यभाषा,' શ્રીયુત ઝવેરચંદ મેઘાણીના 'સોરઠ અને તેનું સાહિત્ય,' શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઇના 'જૂની ગુજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ' અને શ્રીયુત મધુસૂદન ચિમનલાલ મોદીના 'જૂના ગુજરાતી દુહા' આદિ લેખોની સહાયતા લેવામાં આવી છે. અને તે બદલ એ વિદ્વાનોનો હું ઉપકાર માનું છું. —લેખક ]

ધન્ય મારા પ્રભુને ! ક્યાં મારો જન્મ વાવ-થરાદમાં ને બહેનનો ગડડા ( થળ ) માં ! કયો દેશ, કઇ જાતિ અને કયા જન્મના સંસ્કાર ! મને લખતાં આનંદ થાય છે, જાણે અમે સગાં ભાઇ-બહેન ન મળ્યાં હોઇએ ? કોણ જાણે કેટલાય જન્મોના વિખૂટા પડેલા ગહન સંબંધો તે આ રીતે પાછા જોડાયેલા અનુભવાય છે. વાહ પ્રભુ ! તમારી ગહન ગતિ છે.

બહેન સ્વભાવે માયાળુ હોવા ઉપરાંત પરોપકારવૃત્તિ,પોતાની જાતમાં અને અન્ય જાતમાં બિલકુલ ભેદભાવ ન રાખતાં आत्मवत् सर्व भूतेषु–સર્વપ્રાણીઓને પોતાની પેઠે જોવાં, सर्वभूत हितेरता–સૌનું હિત ચાહવું ઇત્યાદિ સદ્‌ગુણસંપન્ન છે.

પ્રાક્કથનમાં ઉલ્લિખિત ગુણોના આદર્શરૂપ આ બહેન થરપારકર પ્રદેશમા પોતાનો ધર્મ-મય શુદ્ધભક્તિનો પ્રભાવ પાડીને લોક-કલ્યાણની અહૈતુકી પ્રવૃત્તિ સેવી રહ્યાં છે તેમના ભક્તિમય જીવનની રૂપરેખા દોરવાનો સુઅવસર મારા હાથને પ્રાપ્ત થતાં સંતોષ અનુભવું છું.

જડવાદના આ જમાનામાં સાધુ-સંતો અને સન્નારીઓનાં જીવનવૃત્તાંતોના અભ્યાસની ખાસ અગત્ય છે. કેમકે તે વડે નિઃસ્વાર્થતા, ઉદારતા, નિષ્પ્રપંચતા આદિ સદ્‌ગુણો, જે તેમના જીવનમાં ઓતપ્રોત થયેલા હોય છે, તેનું અનુકરણ કરવામાં આપણને મદદ મળે છે. માટે તેવાં જીવન-ચરિત્રો જેમ વધુ આલેખાય અને તેનો વધુ અભ્યાસ થાય તો સંસારી જીવોને લાભપ્રદ અને ઉપયોગી નીવડે એ નિર્વિવાદ છે.

બહેન આંબુબાઇનો જન્મ વિ૦ સં૦ ૧૯૪૨ના ચૈત્ર વદિ ૧૦ ને દિને થળપ્રદેશ અંતર્ગત ગડડાગામમાં, પિતા મૂળચંદજી સ્વરૂપદાન દેથા અને માતા ત્રીજબાઇની કૂખેથી થયો છે. એમનાં માતુશ્રી હજુ હયાત છે. બહેનના એકમાત્ર ભાઈ નામે નીંબરાજ તે ગડડાની સ્કૂલમાં હેડમાસ્તર છે. ભાઇને ત્રણ પુત્રો–નામે ત્રિલોક, રણમલ અને ભમરદાન છે. બહેનનું સાસરું અને હાલમાં નિવાસ મીઠીમાં છે. તેમનું લગ્ન સં૦ ૧૯૫૧ના વૈશાખ સુદિ ૩ ના દિને થયેલું, પરંતુ ત્યાર પછી ત્રણ જ વર્ષે સં૦ ૧૯૫૪ ના શ્રાવણ સુદિ ૧૪ના દિને તેમને વૈધવ્ય પ્રાપ્ત થયું. એ રીતે ૧૨ વર્ષની વયમાં જ બહેનનો સંસાર-વ્યવહાર સમાપ્ત થઈ ગયો. એમ માનો કે બહેનને માટે સંસારનું સુખ નિર્માણ જ નહોતું. પૂર્વના કોઈ ઋણાનુબંધને લીધે જ લગ્નનો પ્રસંગ બન્યો હતો; અને પાછળથી સંસારની એ મોહજંજાળ છૂટવાથી તેમને ભક્તિમય જીવન પ્રાપ્ત થયું.

બહેનના પતિ ભાનીજી દયારોજી લુઅડ ગોત્રના ચારણ હતા. તેમના અવસાન બાદ બહેનના સાસરામાં વૃદ્ધ સાસુ, એક દિયર મેઘ-રાજી અને નણંદ જાનુબાઇ તથા નણંદનો

પુત્ર સારો એટલાં હતાં. આ કુટુંબ જીવિત હતું ત્યાં સુધી ઘરની સ્થિતિ ગરીબ હોવાથી બહેને કેટલાક વખત સુધી લોકોનાં દળણાં-પાણી કરીને પણ કુટુંબનો નિર્વાહ કરવો પડયો હતો. પરંતુ ઇશ્વરેચ્છાથી આ કષ્ટનો છેડો તરત જ આવી ગયો.

બહેનનો દિયર મહેરોજી સં૦ ૧૯૫૯માં, સાસુ ૧૯૬૦માં, નણંદ ૧૯૬૪માં અને નણંદનો દીકરો ૧૯૬૮માં ગુજરી ગયો. ઇશ્વરની ગહન ગતિ છે. ભક્તહૃદયને સરળ અને સાર્થક બનવા માટે કુટુંબજંજાળથી વહેલી છૂટી મળવાની જરૂર છે. ભક્તલોકો તો દુઃખ માગી લે છે. પરમભક્ત નરસિંહ મહેતાનો પુત્ર મરી ગયો, ત્યારે તેમણે એક પદમાં કહ્યું હતું:

“ભલું થયું ભાગી જંજાળ,
સુખે ભજીશું શ્રી ગોપાળ.”

બહેનને પણ કર્મસંયોગે કુટુંબજંજાળથી તરત જ છૂટકો મળ્યો; એટલે ભક્તિમય જીવન ગાળવાનો સુઅવસર અનાયાસે પ્રાપ્ત થઇ આવ્યો.

જેના મનમાં ભક્તિનો સાચો ભાવ હોય છે, તેમને પ્રભુ યોગ્ય ગુરૂ મેળવી આપ્યા વગર રહેતો નથી. બહેનની જાન મીઠી તરફ આવતી હતી ત્યારે જ રસ્તામાં એક મુકામ પર સ્વ૦ પૂજ્ય ભક્તરાજ મધારામજીનાં તેમને દર્શન થતાં, તેમણે સંકેતથી બહેનને માથે હાથ ફેરવી રડતાં છાનાં રાખીને પુત્રીવત્ વાત્સલ્યભાવ દર્શાવ્યો હતો.

ભક્તરાજ મધારામજીનું સાસરૂં મીઠીમાં હતું, તેથી તેઓ અવારનવાર ત્યાં આવતા. અને ઘણો વખત સત્સંગનો આનંદ-પ્રવાહ ચાલુ રહેતો. સં૦ ૧૯૫૫ની સાલથી બહેન આ સત્સંગમાં અન્ય બાઈઓની સાથે આવવા લાગ્યાં. જો કે બાળવિધવા હતાં, તેથી સત્સંગમાં આવતાં તેમના મનમાં કાંઇક સંકોચ રહેતો. પરંતુ આંતરિક શ્રદ્ધા અને આત્મબળ પૂર્ણ હોવા ઉપરાંત પૂર્વના સંસ્કાર સારા હતા; તેથી ધીરે ધીરે તેમનું મન, સત્સંગમાં જોડાતું ગયું. અને કુટુંબની જંજાળ મટતાં મિથ્યા સંકોચનું દુઃખ પણ મટી ગયું.

દુઃખ એ જ માણસ જાતની કસોટી છે. દુઃખથી જ મનુષ્ય પરમેશ્વરને પોતાના હૃદયમાં રાખી શકે છે. હજારો ભક્તો દુઃખથી જ આ મોહમાયારૂપી સંસાર તજી ભવસાગર તરી શક્યા છે; કારણ કે દુઃખમાં જ પ્રભુનું સ્મરણ સારૂં થાય છે. નરસિંહ મહેતા, મીરાંબાઈ, કબીર-સાહેબ વગેરે ભક્તોએ સંસાર છોડીને સંસાર-સાગર પાર કર્યો છે.

જ્યારે ભક્તની સાચી વૃત્તિ અને પ્રેમની લગની ઇશ્વરભજનમાં લાગે છે, ત્યારે સંસારની બાધાઓ આપોઆપ છૂટી જાય છે. મીરાંબાઇએ કહ્યું છે કે:—

**મેરે તો ગિરધર ગોપાલ, દૂસરા ન કોઇ;**
**સંતસંગ બૈઠ બૈઠ, લોક-લાજ ખોઇ.**
**મેરે તો શ્રી કૃષ્ણલાલ, દૂસરા ન કોઈ.**

સત્સંગ-મંડળમાં આવવાં જવાથી બહેનના મનની શંકાઓ પણ આપોઆપ ભાગતી ગઈ અને પ્રભુભજનમાં વૃત્તિ લાગતી ગઈ. એક ઈશ્વરનું શરણ જ સાચું છે, એવો નિશ્ચય-ભાવ થવા લાગ્યો.

એક દિવસ ખરા મધ્યાહ્ને તડકામાં પાણીનો ઘડો માથે લઇને તેમને જતાં જોઇ ભક્ત મઘારામજીનું કરુણાળુ હૃદય એકાએક દ્રવિભૂત થઇઆવ્યું. તે જ દિવસે સત્સંગમાં આવતાં તેમણે આદેશ કર્યો કે બહેન, તમારા કર્મોનો ( કષ્ટોનો ) અંત આવી ગયો છે. હવે લોકોની મજૂરી કરવી છોડી દઇ પ્રભુની સાચી મજૂરી કરો—પ્રભુનું ભજન કરો. શ્રદ્ધા રાખો, પ્રભુ દીનદયાળુ છે. આ પેટ તેણે આપ્યું છે માટે તેની ચિંતા તેને સોંપી, તમે નિશ્ચિંત રહો. તમારા પેટ માટે તો હવે ઘરમાં ચૂલો સળગાવવાની પ્રવૃત્તિ પણ કરવી નહિ. એ બોધવચનોના શ્રવણથી બહેનની અચળ શ્રદ્ધા બેઠી, અને ત્યારથી લોકોની મજૂરી કરવી છોડી દઈ, સદ્‌ગુરુવચન પ્રમાણે પ્રભુભજનમાં મગ્ન રહી શાંતિ-સંતોષમાં તેઓ સમય વ્યતીત કરે છે. તેઓ કોઇની પાસે યાચના કરતાં નથી. ઈશ્વરકૃપાથી ઘેર બેઠાં જે જોઇએ તે મળી આવે છે. મનના આવેશો મટી જવાથી નિર્વાહ માટે જરા પણ ચિંતા રહેતી નથી. ભોજન માટે પ્રાયઃ નિમંત્રણો આવ્યા કરે છે, અથવા ઘેર બેઠાં લોકો સીધાં પહોંચાડી જાય છે. ભાવિક જનોની સારી આવક હોવાથી તેઓ અતિથિ અને સાધુ-સંતોનો સેવા-સત્કાર ભોજન-પાણીથી કરે છે. અન્યનું ભોજન પોતાને ત્યાં હોય ત્યારે પોતે પણ સાથે જ જમે છે.

તીર્થાટન ઉપર તેમને બહુ પ્રેમ છે. કાંઇક પૈસા ભેગા થાય કે દરસાલ કોઇને કોઈ તીર્થ કરી આવે છે. સંગ્રહ રાખવાનો સ્વભાવ જ નથી.

આજ સુધીમાં નીચે પ્રમાણે તીર્થયાત્રાઓનો દાન-પુણ્ય સાથે લ્હાવો લીધો છે. અને તે પણ એકલાં જઇને નહિ પણ તેમનાં કેટલાંક સત્સંગી બાઇઓ અને ભાઇઓને સાથે લઈ જઈ, તેઓને પણ લાભ લેવરાવી કૃતાર્થ કર્યાં છે, અને કરતાં રહે છે. કેટલાંક તીર્થો તો એકથી વધુ ફેરા કર્યાં છે; જેનો આંકડો દરેકની સાથે આપ્યો છે— હરિદ્વાર-૧૪, ઋષિકેશ-૧૧, કાશી-૭, અયોધ્યા-૭, ગયાજી-૩, બદરીનારાયણ-૧, દ્વારકાં-૪, રામેશ્વર-૧, જગન્નાથ-૧, ડાકોરજી-૨, નર્મદાજી-૩, આબુરાજ-૭, સિદ્ધપુર-૭, વ્રજયાત્રા-૧૦, પુષ્કરરાજ-૬, લક્ષ્મી-૩, ગિરનાર-૩, સુદામાપુરી-૧, ચિત્રકોટ-૧, પ્રયાગ-૭, અમૃતસર-૪, ગોદાવરી-૨, બ્રહ્મકાંચી-૧, નિમિષારણ્ય-૧, સોરમઘાટ-૧ અને ધરણીધર-૨. આ સિવાય બીજાં નાનાં તીર્થો પણ ઘણાં કરેલાં છે.

વર્ષમાં તેઓ બે ફેરા-ચૈત્ર અને આસો મહીનામાં-નવરાત્રિના દિવસોમાં નવ-નવ અપવાસ કરે છે. જેથી તેમનું શરીર વધારે સુખી રહે છે. બીજાં વ્રતો પણ કરવાનો કાંઇક

નિયમ છે. નિરંતર ભજનમાં મગ્ન રહે છે. પોતે જ્ઞાન મેળવીને બીજી બાઇઓને જ્ઞાન મેળવવાની સગવડ કરતાં રહ્યાં છે. નાનાં પરમાર્થના કામો પણ કરે છે. તેમના ઉત્તમ ચારિત્ર્ય ઉપર લોકોનો વિશ્વાસ બેસી ગયો છે; જેને લીધે આવો સારો વહીવટ તેઓ ચલાવે છે. તેમનામાં કાર્યદક્ષતા, તીવ્રબુદ્ધિ અને આત્મબળ સાથે વ્યવહારકુશળતા હોવાથી તેમના સમાગમમાં આવનારાંઓને પણ તેઓ ઘણાં સહાયભૂત થઈ પડે છે. તેમનામાં વિશિષ્ટ ગુણ એ છે કે, તેઓ સાફ નિર્લોભી ને નિઃસ્પૃહી છે. ગૃહસ્થાશ્રમમાં હતાં તે જ કપડાંમાં હાલ રહે છે; પરંતુ અંતઃકરણ ભક્તિથી રંગાયેલું છે. કોઇ પણ શુભ વિચાર મનમાં ઊઠે તો તે પૂરો કરવામાં બનતાં લગી ઢીલ કરતાં નથી. નિરંતર પુરૂષાર્થ–પરાયણ રહે છે. લોકો તેમને પૂજ્યભાવથી માને છે. પ્રભુસ્મરણ સિવાય અન્ય પ્રવૃત્તિ તેમને ગમતી જ નથી. તેઓ ગુરૂસેવા-પૂજામાં અડગ શ્રદ્ધાળુ છે. ગુરૂનો પ્રતાપ માની તેમની જય બોલાવે છે. " મહાન પુરૂષની દયાથી કે પ્રભુના કૃપાકટાક્ષથી મનુષ્યને દુઃખની પાછળ ભક્તિરૂપી સુખ પ્રાપ્ત થાય છે. દુઃખ એ સુખની કસોટી છે. " તેનો આબેહૂબ આ દાખલો છે.

બહેનના સદ્‌ગુરૂ (ધર્મપિતા) ભકતરાજ મઘારામજી ભગવાનના અનન્ય ભક્ત હતા. આ દેશમાં ડંકાની ચોટે તેમની માન્યતા છે. તેમણે ગૃહસ્થાશ્રમમાં જ રહીને પોતાની અનન્ય ભકિત વડે ભગવાનનો સાક્ષાત્કાર કર્યો હતો. તેમના સ્વરૂપમાં પ્રભુએ આવીને તેમનું ઋણ ચૂકવી આપ્યું હતું અને અનેક પરચા પૂર્યા હતા. પૂર્વના પુણ્ય સંજોગે આવા સાચા સમર્થ સદ્‌ગુરૂ તેમને ઘેર બેઠાં જ મળ્યા હતા. શ્રી મઘારામજીનું શરીર સં૦ ૧૯૬૮ ની સાલમાં પંચત્વને પામ્યું. તે ઠેકાણે દીપલામાં દહેરી કરાવી ને તેમના તથા બહેનના ભાવિકજનો દરસાલે ત્યાં મેળો ભરી ઉત્સવ મનાવે છે. મીઠીમાં બહેનની જગ્યામાં તેમનો ફોટો સ્થાપિત કરીને તે જગ્યા ઉપર ' ભકત મઘારામની કુટિયા ' એવું નામ રખાવ્યું છે. ત્યાં ભકતરાજની આજ્ઞા પ્રમાણે બહેનના આધિપત્ય તળે અહર્નિશ ભજનવાણી, કથાકીર્તન, અને જ્ઞાનચર્ચા થાય છે. એ ભકતરાજ મઘારામજીનું જીવનચરિત્ર તેમની ભજનમાળા નામક પુસ્તકમાં છપાયેલું છે. બહેન પોતે ઘણું ભણેલાં નથી, પરંતુ ઘેર બેઠાં અભ્યાસ કરી ગીતાજીની ભાષાટીકા, હિંદી ભાષામાં શ્રીમદ્‌ ભાગવત, અને તુલસીકૃત રામાયણ ટીકા સહિત વગેરે સરળ ધર્મગ્રંથોની કથા કરી શકે છે.

ટૂંકમાં તેઓ સૌનાં શુભેચ્છક હોઈ, સર્વ સાધારણ પ્રત્યે આત્મભાવજન્ય નિર્મળ પ્રેમ રાખી, અતિથિ સત્કાર અને ગૌ-સંતની સેવામાં તત્પર રહે છે. અને પશુપક્ષીનું દાણા-ચારાથી પોષણ કરવામાં આનંદ માને છે. તેમનું જીવન સર્વદા આદર્શમય છે.

બહેનનો ધર્મભાઇ

**પીતાંબરદાસ અર્જુનજી વારડ**

નિવૃત્ત મામલતદાર, બ્રિટીશ ગવર્નમેન્ટ, મીઠી ( થરપારકર )

#  સેવા અને સંસ્થા 

લેખકઃ શ્રી જયમલ્લદાનજી શિવદાનજી પાયક, લોદ્રાણી ( વાગડ-કચ્છ )

મહાત્મા ભર્તૃહરિએ કહે છેઃ— सेवाधर्मः परम गहनो योगीनामप्यगम्यम् । અર્થાત્ સેવાનો ધર્મ એટલો ગહન છે કે યોગીઓ પણ તેને પૂરેપૂરો જાણી શકતા નથી.

સંસારનાં સુખોને માનવકલ્યાણ દ્વારા-આત્મકલ્યાણ સાધવા માટે તૃણવત્ ગણી છોડી દેનાર યોગીઓ પણ સેવા-ધર્મને સંપૂર્ણ સમજી શકતા નથીઃ તો આપણા જેવા દુન્યવી લોકોની તો વાત જ શી કરવી? છતાંય આપણા જીવનવ્યવસાયો-માંથી સમય મેળવી જનસમાજનું, દરિદ્ર-નારાયણોનું કલ્યાણ થોડે ઘણે અંશે પણ આપણે જો કરી શકીએ તો જ માનવજીવનની સાર્થકતા. આપણો મનુષ્ય તરીકેનો અવતાર ફક્ત આપણી સુખ-સગવડો માટે નથી. આપણાં શાસ્ત્રોએ ત્યાગને મોટો ગણેલ છે. આપણે જે દેશમાં જન્મ્યા, જે જ્ઞાતિમાં કે કુટુંબમાં આપણો જન્મ થયો, તે દેશ, જ્ઞાતિ, કુટુંબ અને દરેક માનવી પ્રત્યે આપણી અમુક પ્રકારની ફરજ છે. સમાજરચનાની આજ ગુરુ ચાવી છે. મહાત્મા તુલસીદાસે "જીવ જીવ કે આસરે જીવ કરત હૈ રાજ" કહ્યું છે, તે પણ આવા જ અર્થમાં.

મનુષ્યોને કુદરતમાંથી પણ સેવામાર્ગનું સૂચન મળી રહે છે. એક કવિએ કહેલ છે કે—

> સરવર, તરુવર, સંતજન,
> ચોથો બરસે મેહ;
> પરમારથ કે કારણે,
> ચારોં ધરિયો દેહ.

આપણાં શાસ્ત્રો આવી નિઃસ્વાર્થ સેવાઓના દાખલાઓથી ભર્યાં પડ્યાં છે. પોતાના બલિદાનથી જગતનું કલ્યાણ થતું હોય તો બલિદાન આપતાં મામુસો અટકેલ નથી. મહાત્મા દધીચિની કથા સૌ જાણતા હશે. તે જ સાચી સેવા છે. જે સેવામાં જરા સરખી-પણ સ્વાર્થની ગંધ હોય તે સાચી સેવા કહી શકાય નહિ. આત્મભોગ આપ્યા સિવાય કોઈ પણ સેવા કરી શકાતી નથી. એક કવિએ કહેલ છે કેઃ—

> આત્મભોગ આપ્યા વિના,
> કદી ન સુધરે કામ;
> સળગે બળે દિવાસળી,
> પ્રગટે દીપક ધામ.

આજની આપણી સમાજરચનાના પાયામાં અનેક વીર પુરુષોનાં જીવન હોમાઈ ગયાં હશે. કોઈ રાષ્ટ્ર સ્વતંત્ર થાય તેટલા માટે

અનેક આશાભર્યા યુવાનોએ બલિદાન આપેલાં હોય છે. હિંદુસ્થાન સ્વતંત્ર થાય એટલી જ ભાવનાથી માબાપ, સ્ત્રી-પુત્ર, નાનાં ભાઈ-બહેનો, મિત્રો, સુખ-સગવડો છોડી ફક્ત અમારો દેશ સ્વતંત્ર થાય, અમારા ભાઈઓને, અમારી બહેનોને પૂરતી રોટી મળે તે માટે આંદામાનના જીવતા નરક સમાન કારાગૃહોમાં જીવન પર્યંત સડના, ફાંસીને માંચડે ચડી જતા યુવાનોનો સાચો આત્મત્યાગ છે. તે જ સાચી સેવા છે.

સેવાપંથના એ દીક્ષાધારીને પોતાનું કે પારકું હોતું નથી. તેને મન તો "સભી ભૂમિ ગોપાલ કી, સબ ઈશ્વર કે બાલ" એ ભાવના હોય છે. તેને મારૂ, સોરઠિયા, પરજિયાઓના ભેદોમાં અટવાવાનું હોતું નથી. અમુક કુળ ઊંચું કે અમુક કુળ નીચું, તે તરફ તેનું લક્ષ્ય પણ ન હોવું જોઈએ; "ચારણ એક ધારણ." કારણ કે

"ઈશ્વરે નરો ઉપાવિયો,
કૃષ્ણ ચોરાડો કીધ;
બ્રહ્મા ચુંવો નિપાવિયો,
શાખાં તીનૂં સિદ્ધ.

સમસ્ત ચારણ જ્ઞાતિના હિતમાં જ પોતાનું હિત સમજનાર, તે હિત સાધવા માટે નિઃસ્વાર્થભાવે સેવા કરનાર જ સાચો સેવક છે. તેની સેવાનો તેને બદલો ભલે ન મળે, તેની સેવા ફળદાતા કદાચ ન પણ થાય, પરંતુ તેને મન તો ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણે કહેલ कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन–ફક્ત કર્મ-કાર્ય કરવાનો જ પોતાનો અધિકાર છે; ફલદાતા ઈશ્વર છે એ વિચાર. આ પ્રમાણે "હું" ને ભૂલી સેવા કરનારા કેટલા ચારણો છે? આજે કહેવાય છે કે અમુક અમુક ભાઈઓને ચારણોની સેવાની લગની લાગી છે. તે લગની સાચી છે? સાચી લગની કેવી હોય તે બાબતમાં એક દુહો છે કેઃ

**લગની લગની સબ કહે,**
**લગની કહાવૈ સોય;**
**'નારાયન' જેહિ લગનિ મેં,**
**તનમન ડારે ખોય.**

આ પ્રમાણે આપણામાં છુપાઈ રહેલા અહંને આપણે ત્યાગી શકીએ, ચારણોના ઉત્કર્ષના પ્રશ્નોમાં અને ઉપાયોમાં તન્મય થઈ શકીએ, ત્યારે સાચી સેવા કરી કહી શકાય.

કેટલાક ચારણભાઈઓને ફંડ ઉઘરાવતાં કે જ્ઞાતિસેવાનાં બીજાં કાર્યો કરવામાં પોતાની જાત હલકી થઈ જતી હોય તેમ લાગે છે. સેવામાર્ગીને ગમે તેવું હલકું કાર્ય કરતાં શરમ ન આવવી જોઈએ. અલબત તે આપણી નીતિ કે ચારિત્ર્યને બાધક ન હોવું જોઈએ. કલકત્તા-કોંગ્રેસમાં મહાત્મા ગાંધીજીએ પાયખાનાં સાફ કરવાનું, અને એઠવાડો સાફ કરવાનું કાર્ય કર્યું હતું. આથી મહાત્માજી હલકા બની ગયા નથી. આજે સમસ્ત વિશ્વમાં તેમના પ્રત્યે માનની લાગણીથી જોવાય છે.

આપણા હિંદુઓના ઇશ્વર મનાતા ભગવાન શ્રી કૃષ્ણે પણ મહારાજા યુધિષ્ઠરના રાજસૂય યજ્ઞ પ્રસંગે એઠવાડનાં પત્રાળાં એકઠાં કરી ઉકરડે નાંખવાનું કાર્ય માથે લીધું હતું.

સેવાનું કાર્ય શીખવા માટે પરદેશ જવાનું નથી, તેના માટે કોઇ શાળા કે કૉલેજ નથી. આપણે માણસ છીએ તેથી બીજાં આપણાં ભાઇ બહેનો પ્રત્યે આપણી ફરજ છે. એ ભાવની જાગૃતિ થવી અને તે ફરજ બજાવવા પ્રયત્ન કરવો તે જ સેવાનું શિક્ષણ છે.

આપણો આધુનિક સમાજ કેવો બની ગયેલ છે. તેનો આપણે વિચાર કરવો જોઇએ. સેવા માટે આ ક્ષેત્ર નાનું નથી. આપણા બીજા બંધુઓના દુ:ખમાં ભાગ લઈ, તેઓનાં દુ:ખ-દર્દો મટાડવા આપણાથી બનતું બધું કરવું જોઇએ. સેવા કરવાથી બીજાઓ સાથે આપણું પણ હિત સધાય છે. કેમકે:

**સેવા કીધે સાંપડે,**
**પરમ મોક્ષનો પાસ;**
**સેવા કરીએ સ્નેહથી,**
**દાની થઈને (જેમલ) દાસ.**

ઘણી વખત એવું બને છે કે, સેવા કરવા ઇચ્છતા, સેવાયજ્ઞમાં પોતાનો યોગ્ય ફાળો આપવા ધારતા ભાઇ કે બહેનને યોગ્ય ક્ષેત્ર મળી શકતું નથી. પરંતુ હવે આપણે તેમ કહી શકીએ તેમ નથી. છેલ્લાં ચાર પાંચ વર્ષથી આપણી શ્રી ચારણ-હિત-વર્ધક સભાની અને તેના ફળ-સ્વરૂપ શ્રી કૃષ્ણકુમાર-ચારણ-વિદ્યાલયની સ્થાપના થયેલ છે. દરેક સુજ્ઞ ચારણ ભાઈ-બહેનની ફરજ છે કે 'ફુલ નહિ તો ફૂલની પાંખડી' આપણી આ સંસ્થા પ્રત્યે. બૃહદ્ ગુજરાતની આપણી આ બની સંસ્થાને પગભર કરવા અને કાયમ કરવા માટે તે યથાશક્તિ મદદ કરે. જે ભાઇઓ બીજી સેવા ન કરી શકે તે પોતાથી બની શકે તેટલી આર્થિક મદદ કરે અને બીજાઓને મદદ કરતાં કરે તો તે પણ સાચી સેવા ગણાશે. બૃહદ્ ગુજરાતમાં આપણાં પાંચ હજાર ઘર છે. ઘર દીઠ જો વાર્ષિક એક એક રૂપિયો મળે, તો પણ વાર્ષિક પાંચ હજાર રૂપિયા સંસ્થાને મળે. આ પ્રમાણે થાય તો આપણી આ બે સંસ્થાને અત્યારે જે આર્થિક મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે, તેનો થોડે ઘણે અંશે ઉકેલ થાય. અને તેટલી રાહત અને સમય મળતાં આપણા સમાજજીવનમાં પેઠેલા સડાઓ દૂર કરી ભવ્ય ઇમારત ચણવાનો આપણને સુઅવસર સાંપડે. છેવટે આ ગરીબ સેવકની અરજ છે કે:

પદ

રાગ કલાઇડો

(શ્રીમંતો વખત વિચારો એ રાગ)

ચારણ-હિત-સભાને સારો રે, સેવાનો આપજો ફાળો. ટેક
તન-મન-ધનને વચન થકી, નેન અમીએ ન્યાળો;
ઊગરવાનો એ જ છે આરો, ચારણ-હિત-સભાને સારો. ૧

પ્રેતભોજનને પોસ્ત પરવાના કામથી પરવારો;

ભૂંડપનો ફેંકી દ્યો ભારો, ચારણ–હિત-સભાને સારો. ૨

કન્યાવિક્રયનો ત્યાગ કરીને, સધવા સુધારો;

વિધવાનાં દુઃખ વિચારો, ચારણ-હિત-સભાને સારો. ૩

બોર્ડિંગ ખુલી ભણાવો બાળક, નીચતા નિવારો;

પોતાની મહત્તા પાળો, ચારણ-હિત-સભાને સારો. ૪

શંકર, જશકર્ણ, રામદાન શોભે, ઠારણ દિલઠારો;

ફૂલો જ્ઞાતિ--દુઃખ દમનારો, ચારણ-હિત-સભાને સારો. ૫

જીવણ, નારણ, ખેતસિંહજી, મેરૂ માયાળો;

પાયકજીને પંથ છે પ્યારો, ચારણ-હિત-સભાને સારો. ૬

સાહ્ય કરો ને કાર્ય સુધારો, 'જેમલ'ના યારો;

આવ્યો હવે નજીકમાં આરો, ચારણ-હિત-સભાને સારો. ૭



# 'ચારણ'નો સત્કાર

ચારણ-સાહિત્યના મર્મજ્ઞ શ્રી ઝવેરચંદ મેઘાણીના તંત્રીપદે પ્રગટ થતું પ્રસિદ્ધ રાજસ્થાની પત્ર 'ફૂલછાબ' તેના તા. ૨૯–૯–૩૯ના અંકમાં લખે છે કે—

## ચારણ કોમ વારસાને હાથ ધરે છે

'ચારણ' ત્રૈમાસિકનો મોડો મોડો પણ ત્રીજો અંક હાથમાં આવે છે, અનિયમિતતા માટે દુઃખ થાય છે; પણ પાનાં ફરે છે અને દુઃખ ભુલાવે છે.

ચારણ તો આજના વ્યવસ્થિત લેખન સંપ્રદાયની–સાહિત્યોપજીવી જનતાની આદિ કોમ. સાહિત્ય પર જીવેલી, આગળ વધેલી અને એને ભૂલી જતાં પાછી પડેલી. એ ચારણ કોમનું આ ત્રૈમાસિક અત્યારના સાહિત્ય જગતમાં પોતાનો એકડો નોંધાવવા આવેછે. એનો વર્તમાન ઇતિહાસ ઓછો છે; જ્ઞાતિને અત્યારના સાહિત્યિક જગતમાં આગળ

પડતું સ્થાન આપે તેવો નથી. પણ ભૂતકાલીન વારસો તો ગર્વ લેવા જેવો છે. જેની અત્યારના સાહિત્ય અને જીવન પર આછી ઘેરી છાપ પડી છે.

એ વિશિષ્ટ વારસાને આ ત્રૈમાસિક ઉખેળતું આવે છે, એના પર ચડી ગયેલી ધૂળને ઝંઝેડતું એવું શુદ્ધિકરણ કરી પ્રગટ કરતું આવે છે. કોમમાં થઇ ગયેલા અને અત્યારે પણ આથે ખૂણે પડેલા સાહિત્યજીવી અને શુદ્ધ સાહિત્યોપાસકોનાં–શ્રી. ઓપાજીઆઢા, શ્રી. બાંકીદાસજી આસિયા, શ્રી. કેસરીસિંહજી બારહટ. શ્રી. સૂર્યમલ્લજી મિશ્રણ વગેરેનાં કાવ્યો આ અંકમાં રજૂ થયાં છે, સંગ્રહાયાં છે. એ ઉપરાંત આ વખતના અંકમાં તો વાઘા કોટડિયા જેવી ઐતિહાસિક વાર્તાનું પણ સંસ્કરણ થયું છે. કાવ્યો–લેખો સિવાય આગળ પડતા ચારણ કવિઓ, લેખકોના ટુંકા ટુંકા પરિચય પણ અપાયા છે.

હિંદી સાથે ગુજરાતી વિભાગ પણ છે. હિંદી તેમ જ ગુજરાતી વિભાગમાં જ્ઞાતિની અવદશા. તેનાં કારણો, તેનું નિવારણ–વગેરે માટે ઘણા લેખો છે. પણ 'ચારણ' ની વિશિષ્ટતા તો એના કેટલાંઈ જૂના અમોલા વારસાનું સંસ્કરણ કરીને સંગ્રહી લેવામાં છે. એ વારસો અનેક વિભાગોમાં, અને અનેક પ્રદેશોમાં પડ્યો છે. એ પ્રદેશને હાથ ધરી કોમમાં અંધારખૂણે એટેલ સાહિત્ય સમૃદ્ધિ। 'ચારણ' બહાર લાવશે, એ દ્વારા વારસાથી વિભૂષિત ચારણોની સાહિત્યશકિતને માર્ગ અને વેગ આપતો 'ચારણ' એ કોઇ જ્ઞાતિનું મુખપત્ર નહિ રહે, એ તો થઇ રહેશે સાહિત્ય જગતના એક વિભાગનું શાસ્ત્રીય સંપાદન. જેનું સ્થાન આધુનિક સાહિત્યસમાજમાં પણ વિશિષ્ટ રહેશે અને આધુનિક સાહિત્ય સમાજને પણ એને યોગ્ય સત્કાર આપવો જ પડશે.

છેલ્લા અંકમાં ચારણ જ્ઞાતિના ઈતિહાસ માટે થતી તૈયારી જ્ઞાતિના ઈતિહાસ સાથે એમાં ભૂતકાળમાં સાહિત્યોપજીવી સંસ્થાનો પરિચય બની રહેશે. અત્યારની સાહિત્યોપજીવી સંસ્થાને પણ એમાંથી કાંઈક નવીનતા મળે એ રીતે એ ઇતિહાસ લખાય તો એ એક સાહિત્ય જગતમાં નવી જ ભાત પાડી જશે.



# તંત્રી–નોંધ



**મેઘરાજા મનાયા—**

ચાલુ વર્ષે ચોમાસું બેસતાં ખેડૂત અને માલધારી લોકો વરસાદની સારી આશા સેવી રહ્યા હતા. પણ અધિક શ્રાવણને લઇને કે ગમે તે કારણસર વરસાદે મોડી શરૂઆત કરી. લોકોની ચિંતા થોડા વખત માટે દૂર થઇ, અને વાવણીના કામે લાગી ગયા. વાવેતર પણ ઠીક ઊગી નીકળ્યાં. પરંતુ ફરી પાછા મેઘરાજા રીસાયા અને પૂરા દોઢ મહીના સુધી સમસ્ત પશ્ચિમ હિંદુસ્તાનમાં વચમાં લગારે મહેરબાની કરી નહિ. દિવસે પવન અને રાત્રે તારા જોઈ લોકો ભારે મૂંઝવણમાં પડી ગયા.

અધિક શ્રાવણ આખો કોરો ગયો, એટલે લોકોને વરસાદની ઓછી આશા રહેવા લાગી. સુખી ખેડૂતોએ ઘરમાંથી દાણો કાઢવો અને ઘાસ–ચારો વેચવો બંધ કર્યો. સાધનવિહાણા ગરીબ ખેડૂતો અને માલધારીઓની સ્થિતિ ભયંકર થઇ પડી, ટકે ટકે ઢોર વેચાઇ ગયાં. માણસો મજૂરી માટે અમદાવાદ જેવાં મોટાં શહેરો તરફ ભાગવા લાગ્યાં. ચારણજાતિ પણ બૃહદ ગુજરાતમાં તો મુખ્યત્વે ખેડૂત અને માલધારી હોવાથી ગુજરાત અને કાઠિયાવાડનાં કેટલાંક ચારણ–કુટુંબો મુશ્કેલીમાં મૂકાઈ ગયાનું અખબારોમાં આવેલું. પરંતુ આખરે મરતી મેદનીને બચાવવા માટે સાચા રાજા–મેઘરાજાએ પુનઃ પધરામણી કરી સૌની ચિંતા હાલ તરત તો મટાડી દીધી છે. જો કે જે લોકોનાં ઢોર–ઢાંખર તારાજ થઈ ગયાં, તેમને તો કોરો કાળ જ રહ્યો છે. છતાં સૌ મહેનત–મજૂર કરીને પણ પોતપોતાના માળામાં જરૂર રહી શકશે.

ઉપરા છાપરી આવાં નબળાં વર્ષો આવતાં હોવાથી માલધારી ચારણ બંધુઓએ તો ખૂબ ચેતીને ચાલવાનું છે. પોતાના ગજા ઉપરાંત ઢોર ન રાખતાં ખેતી જેવો બીજો જોડિયો ધંધો કરતાં શીખવું જોઈએ. નહિ તો પછી કોઇ વખત

મેશું માગ ન દેતીયું, રૂંધતીયું આરા;
જળ જંખૂર તણાં, માણો મછિયારા ?

જેવા દુઃખદ પ્રસંગ ઊભો થઇ ખભેથી લાકડી હેઠી મૂકવી પડશે ! જે બંધુઓ ખેતી કરે છે, તેમણે પૂરા શ્રમશીલ બનવું જોઇએ. વાવણી ટાણે મહેમાન બની વાતોમાં

રોકાવાનું કે લણણી ટાણે કોઇ રાજપૂતને ત્યાં લગ્ન સાંભળી વગર નોંતર્યે ત્યાગ લેવા દોડી જવાનું છોડી દેવું જોઇએ. 'નથી સ્વાદ પરાધીન થાળ મહીં', જેવો સ્વાદ છે મેંનતના કણમાં, એ શ્રી દૂલા ભગતનાં વચન હમેશાં લક્ષ્યમાં રાખી મર્દની જેમ જીવતાં શીખવું જોઈએ. ભિક્ષુકવૃત્તિ કે પરાશ્રિત જીવન કરતાં માલધારી અને ખેડૂત તરીકેનું જીવન ઘણું આદરણીય છે. પરંતુ તેને જીવી જાણતાં આવડવું જોઇએ. "વા અને વરસાદ કોઇના નથી" નહિતો !

**ગ્રાહક બંધુઓને—**

આ વર્ષે પ્રતિકૂળ સંજોગોને લીધે 'ચારણ' અનિયમિત, અશુદ્ધ અને જાતીય પ્રશ્નોની છણાવટ રજૂ કરતા લેખો વિનાનું લૂખું નીકળ્યું છે. છતાં આપે તેના ગ્રાહક બની અમને જે સાથ આપ્યો છે, તે બદલ અમે આપનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. છતાં આપણા આ પત્રને સર્વાંગ સુંદર અને નિયમિત નીકળતું કરવા માટે ઓછામાં ઓછા પાંચસો ગ્રાહકો હોવાની જરૂર છે. એટલે આપ સૌ આવતે વર્ષે વધુ નહિતો એક એક ગ્રાહક વધારી આપો તો યે સહેજે બસો જેટલા ગ્રાહકો વધે. અલવરથી ભરૂચ અને ભોપાળથી દ્વારકાં સુધી પથરાએલી આપણી વિશાળ જાતિ માટે આ માગણી મોટી ન કહેવાય. પરંતુ તે પૂરી થવી આપ સૌના સાથ ઉપર અવલંબિત છે. બીજા બંધુઓને આપ સમજાવી શકો છો કે, પાંચ મહેમાન આવે છે તો યે આપણે બે રૂપિયા ખર્ચ કરી નાંખીએ છીએ. દર વર્ષે 'રાવળ-વેરા'ના પણ ઓછામાં ઓછા બે રૂપિયા આપણે આપવા પડે છે. તો ઘેરબેઠાં આપણને નાતની નવા-જૂની સાથે આપણા અતીત અને ગૌરવ અને સાહિત્યનો પરિચય કરાવી સમસ્ત જાતિને એક સાંકળે જોડનાર આપણા આ પત્રના લવાજમના બે રૂપિયા ખટકે તેમ નથી. તેની સાથે લખી વાંચી જાણનાર બંધુઓ વધુ નહિંતો આપણા ગઢવાડાંના સમાચાર પણ લખી મોકલતા રહે તો સમસ્ત જાતિને એક સૂત્રમાં બાંધવના અમારા મનોરથ પૂરા થઇ, આપણા પુરાતન આદર્શ 'ચારણ એક ધારણ'ની નજીક આપણે પહોંચી શકીએ. કોઇ પણ દેશ અથવા જાતિની જાગૃત્તિમાં પત્રોનો કેટલો હિસ્સો છે, તે આપનાથી અજાણ્યું નથી. વળી જાતીયતાની રક્ષા કરવા માટે પણ હવે પંચ-પ્રથા નાબુદ થવાથી આવા જાતીય પત્રની ખાસ અગત્ય છે. ધારો કે, કોઇ ગઢવાડામાં કોઈ બંધુ એવું ખૂરું કામ કરવા ઊભો થાય કે જેથી સમસ્ત જાતિને નીચું ઘાલવું પડે તેમ હોય, તો તેને તેમ કરતો રોકવા માટે કાયદાની દૃષ્ટિએ આપણે કાંઇ પણ ન કરી શકીએ. પરંતુ તેને મનુષ્યોચિત શરમમાં નાંખી રસ્તે ચઢાવવામાં આપણા આ મુખપત્રને સબળ

સાધન તરીકે જરૂર પૂરવાર કરી શકીશું. તેની સાથે જાતિને આદર્શ રૂપ નીવડે તેવા કાર્યના સમાચાર પણ આપણે એ દ્વારા ફેલાવી શકીશું.

ત્રીજા અંકમાં જણાવ્યા મુજબ અમે અમારા પદનું રાજીનામું આપ્યું હતું. પરંતુ આપણા નેતાઓનો આગ્રહ થયો કે ગુજરાતી વિભાગ બંધ થઈ જશે. તેથી અગવડ વેઠીને પણ અમે સહકારી તંત્રી તરીકે ચાલુ રહેવું ઉચિત માન્યું છે. આવતા વર્ષથી 'ચારણ' સચિત્ર નીકળશે. તેનો પ્રથમાંક આપણા સળગતા જાતીય પ્રશ્નોની છણાવટ રજૂ કરતા કુલીન-શાહી, પ્રેતભોજનની પારાયણ, રખડુની રોજનિશી જેવા અભ્યાસપૂર્ણ લેખોથી સર્વાંગ સુંદર બની વિજયાદશમી પર સમયસર પ્રકટ થશે. તો આપ સૌ આવતા વર્ષે ગ્રાહક તરીકે ચાલુ રહી આપનું લવાજમ આ ચોથો અંક મળે કે તરતજ મનીઑર્ડરથી 'ચારણ'ના મેનેજર પર મોકલી આપશો, એવી આશા છે. વી૦ પી૦ થી નાહક ચાર આના આપને વધુ આપવા પડશે, તે અમને કે આપને કોઇ રીતે હિતાવહ નથી. વળી આપના ઉપર મોકલેલું વી૦પી૦ આપ પાછું વાળો તે પણ આપને શોભાસ્પદ નથી. વધુ શું ?



# સમાચાર-સંગ્રહ



ચાલુ સાલે મુંબઈ યુનિવર્સિટી તરફથી લેવાયેલી ઈંટર આર્ટ્સની પરીક્ષામાં વાળા-વડવાળા શ્રી અજીતસિંહ રામસિંહ દેથા અને મોજીદડવાળા શ્રી પ્રતાપસિંહ તેજમાલ દેથા તથા મેટ્રિકની પરીક્ષામાં ચરાડાવાળા શ્રી કાળિદાસભાઇ બાટીના સુપુત્ર શ્રી શિવપ્રસાદ અને શિયોરવાળા શ્રી ચંદુલાલ દાદાભાઇ વરસડા પસાર થયા છે. એ ચારે બંધુઓને તેમણે મેળવેલી ફતેહ બદલ અમારાં અભિનંદન.

---

ચરાડાવાળા શ્રી કાળિદાસ હાલાભાઇ બાટીની ચાણસ્મા તાલુકા સ્કૂલના હેડમાસ્તર પદેથી કડી મહાલ શાળાધિકારી તરીકે બદલી થઈ, ત્યાંથી પાછા વિજાપુર મહાલ ગોઝારિયા વિભાગ શાળાધિકારી તરીકે તેઓ બદલાયા છે.

---

સિંધાવદરવાળા શ્રી નારણભાઇ મેકરણભાઇ રોહડિયા, બી૦એ૦ની કલોલની વખારિયા

-હાઈસ્કૂલમાં અધ્યાપક તરીકે નિમણુંક થઈ છે.

---

તા૦ ૧-૬-૩૯ના રોજ ના૦ જામ સાહેબ શ્રી દિગ્વિજયસિંહજી ધ્રોળ પધારતાં 'હરધોળ-ગરાસિયા-સમાજ' તરફથી ધ્રોળનરેશને પ્રમુખપદે તેમને માનપત્ર આપવાનો મેળાવડો થયેલો, તે પ્રસંગે કાળાવડવાળા શ્રી માવદાનજી રતનુંને "કચ્છ-કાઠિયાવાડ-ગુજરાત-ગરાસિયા એસોશિએશન" તરફથી જામ સાહેબને હસ્તે, તેમણે બજાવેલી ક્ષત્રિય સમાજની સેવા બદલ સુવર્ણચંદ્રક અપાયો હતો. અને ના૦ ધ્રોળનરેશ તરફથી ૨૦૧) રૂપિયાનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું છે.

---

શ્રી માવદાનજીને અમારાં અભિનંદન. તેમની કદરમાં અમે સમસ્ત ચારણજાતિની કદર સમજીએ છીએ. પરંતુ તેઓ આ કદરનો ઉપયોગ પ્રિય જીવન-સંગી રાજપૂત જાતિના રાજવીઓ અને ગિરાસદારોને ચડાવી મારવામાં ન કરતાં સાચો ચારણધર્મ બજાવી તેમની પ્રજાનાં સુખદુઃખ જણાવવામાં કરશે, એવી આશા છે. રંગ રાજા! રંગ બાદશાહ! એવી મિથ્યાપ્રશંસાનો યુગ હવે આથમ્યો છે. નવયુગના ક્ષત્રિયો અને ચારણોને તેની સૂગ પેદા થઈ છે. એ વાતથી તેઓ અજાણ્યુ તો નહિ હોય. તેમના કેટલાક વ્યક્તિગત વિચારો સમસ્ત ચારણ જાતિના વિચારો, તરીકે રજૂ થતા હોવાનો જનતાને ખ્યાલ બંધાયો હોવાનું અમારા જાણવામાં આવ્યું છે તે ખાતે તેમને વિનંતિ કે, ચારણ જાતિની પ્રતિષ્ઠાને ખાતર તેઓ ભવિષ્યમાં એવું ન કરે.

---

## ગ્રાહક બંધુઓને સૂચના

આવતા વર્ષે 'ચારણ'ના ગ્રાહક તરીકે ચાલુ રહેવા માટે અત્યંત વિનંતિ કરવામાં આવી છે. છતાં જે ભાઈઓને ગ્રાહક તરીકે ન રહેવું હોય તેમણે આ ચોથો અંક મળે કે તરતજ અમને એક કાર્ડ લખી તેની સૂચના આપવી. નહિ તો બીજા વર્ષનો પહેલો અંક તેમના ઉપર વી૦ પી૦ થી મોકલવામાં આવશે. અને પછી તેઓ વી૦પી૦ નહિ સ્વીકારે તો તેમનાં નામ અમારે દિલગીરીપૂર્વક 'ચારણ'માં જાહેર કરવાં પડશે.

મેનેજર "ચારણ"

[illegible] કલોલ ( [illegible] ગુજરાત )

इस अङ्क की 'पूर्ति'—

# "चारण" के प्रथम वर्ष के ग्राहकों की नामावली



[ प्रथम वर्ष के प्रारंभ से ता० १-९-'३९ तक बने हुए ग्राहकों की ]



## १—राजपूताना-मालवा-विभाग

क्र० नाम-निवास

१ श्री कृष्णसिंहजी बारहठ, अलवर
२ श्री बलवंतसिंहजी बारहठ, अलवर
३ श्री अमरदानजी बारहठ, अलवर
४ श्री रामचंद्रजी बारहठ, अलवर
५ श्री अक्षयसिंहजी रत्नू, अलवर
६ श्री रामसिंहजी बारहठ, अलवर
७ श्री भारतदानजी बारहठ, जोधपुर
८ डॉ० श्री शिवदत्तजी उज्वल, जोधपुर
९ श्री मोतीसिंहजी बारहठ, बी०ए०, जोधपुर
१० श्री शंकरदानजी आढा, झुंझनूँ
११ श्री व्यवस्थापक,
उम्मेद-चारण-छात्रालय, जोधपुर
१२ श्री लादूसिंहजी बारहठ, कामदार, घाणेराव
१३–१६ श्री प्रतापसिंहजी महियारिया,
( चार प्रति ) टींटोड़ा
१७ श्री मुरारिदानजी सा० कविया, जयपुर
१८ श्री चैनदानजी बारहठ, वकील, जोधपुर
१९ श्री तेजकरणजी, जोधपुर
२० श्री मुरारिदानजी बारहठ, अलवर
२१ श्री गणपतसिंहजी बारहठ, अलवर
२२ ,, ईश्वरदानजी आढा, मंडावर
२३ ,, बनखंडीदानजी बारहठ, नगला
२४ ,, जयकरणजी बारहठ, वकील, बी०ए०,
एल्-एल्०बी०, सोजत
२५ ,, शुकदेवजी किनिया, वकील,
बी०ए०, एल्-एल्०बी०, जोधपुर
२६ महंत श्री हीरादासजी, जोधपुर
२७ ,, विजयसिंहजी बारहठ, बलदेवपुरा
२८ ,, रिड़मलदानजी बीठू, बीकानेर
२९ ,, उदयराजजी उज्वल, जोधपुर
३० ,, नारायणसिंहजी, नागौर
३१ ,, बदरीदानजी कविया, वकील, जोधपुर
३२ ,, फतहकरणजी, जोधपुर
३३ ,, बादूरामजी, सेदरिया
३४ स्व० श्री आईदानजी बारहठ, बी०ए०,
एल्-एल्०बी०, जोधपुर
३५ श्री अक्षयराजजी, जोधपुर

३६ श्री रामदानजी, जोधपुर
३७ ,, लालजी चौबे, मथुरा
३८ ,, सुमेरदानजी वणसूर, पारलाउ
३९ ,, अंबादानजी रत्नू, जोधपुर
४० ,, जयकरणानजी, डीडवाना
४१ ,, सुमेरदानजी बारहठ, बाड़मेर
४२ ,, मुरारिदानजी कविया, बी०ए०, जोधपुर
४३ कविराजा सा० श्री दुर्गादानजी
महियारिया, कोटड़ी
४४ श्री दौलतसिंहजी महडू, कोटड़ी
४५ ,, हेतुदानजी सा० उज्वल, एम०ए०,
एल-एल०बी०, सोजत
४६ ,, भारतदानजी बारहठ, ईंटदड़ा
४७ ,, रानकरणजी, साचोर
४८ ,, हरलालजी, डेगाना
४९ ,, आशकरणजी बारहठ, ईंटदड़ा
५० ,, कल्याणसिंहजी हवलदार, बेंगलोर
(दक्षिण भारत)
५१ ,, भूरदानजी बारहठ, बड़ी खारी
५२ ,, कविराजा सा० तेजसिंहजी आशिया, जोधपुर
५३ ,, शंभुदानजी, सेवाणा
५४ ,, अर्जुनसिंहजी, बी०ए०, एल-एल०बी०,
सोजत
५५ ,, महेंद्रसिंहजी सा० राणावत, बी०ए०, बूँदी
५६ ,, सबलदानजी, सोजतरोड
५७ ,, जेतदानजी उज्वल, जोधपुर
५८ ,, गंगाविशनजी, मारवाड़ जंक्शन
५९ ,, पाबूदानजी, भीनमाल
६० श्री हणूंतदानजी, चारणवास
६१ ,, जोरावरसिंहजी महडू, बूँदी
६२ ,, मूलकरणजी वणसूर, पारलाउ
६३ ,, मदनसिंहजी महडू, बूँदी
६४ ,, श्रीमती इंद्रबाई सा० रत्नू, [illegible]
६५ स्व० श्री शंकरदानजी वणसूर, पारलाउ
६६ श्री अमरदानजी पालावत, छंगुलिया
६७ ,, सत्यदेवजी आढा, एम०ए०,
एल-एल०बी०, जोधपुर
६८ ,, [illegible]दानजी बारहठ, तुरकियावास
६९ ,, शंभुसिंहजी, जयपुर
७० ,, चालावरसाजी बारहठ, रतनपुरा
७१ ,, गुमानसिंहजी, सोनाणा
७२ रा० ब० ठा० सा० श्री फतहसिंहजी
कूंपावत, आसोप
७३ श्री प्रतापसिंहजी, पूंछाली
७४ ,, अमरदानजी बारहठ, टेला
७५ ,, धनसिंहजी, विलाड़ा
७६ ,, शंकरसिंहजी बारहठ, राजगढ़
७७ ,, रणवीरसिंहजी, लूणी जंक्शन
७८ ,, पनेदानजी, गढ़ारोड़
७९ ,, मोमदानजी, मिरगेसर
८० ,, दुर्गादानजी महियारिया, राजपुर
८१ ,, रामसिंहजी भादा, सरवाणिया
८२ ठा० सा० श्री देवीसिंहजी बारहठ,
मूँदियाड
८३ श्री भैरूँसिंहजी दधिवाडिया, जोधपुर
८४ ,, पीरदानजी महडू, मऊ

८५ श्री लालचंदजी कामदार, पाँचेटिया
८६ ,, जोधसिंहजी उज्वल, नपासर
८७ ,, श्यामलदानजी उज्वल, एम्० ए०, जोधपुर
८८ ,, अंबादानजी सुरताणिया, खारची
८९ ठा० सा० श्री शिवसिंहजी चौहान, महुवा
९० श्री मनोहरसिंहजी वारहठ, करंड़िया
९१ ,, जवाहरदानजी, कंटालिया
९२ ,, प्रतापसिंहजी, सरवडी
९३ ,, सुमेरदानजी, भैंसवाडा
९४ कविवर श्री केसरीसिंहजी सा० रौदा. सोन्याणा
९५ सर्वश्री साँदू सरदारान, भंडारा
९६ श्री नाहरसिंहजी, वछवास
९७ ,, चैनसिंहजी, थानेदार, भीनमाळ
९८ ,, फतहकरणजी पाल्हावत, हणूँतिया
९९ ,, गंगाविशनजी, झूँडली
१०० ,, गणेशदानजी, शेरगढ
१०१ ,, चमनसिंहजी, जोधपुर
१०२ ,, किशनदानजी महडू, शिवपुरी
१०३ ,, भवानीदानजी, रेंदड़ी
१०४ ,, अंबादानजी सा० सिंडायच, बी०ए०, किसनगढ
१०५ ,, वाघदानजी आशिया, वड़दला
१०६ ,, माधोसिंहजी सा० चाँपावत, बनारस (युक्तप्रांत)
१०७ ,, जयसेनजी महियारिया, कोटडी
१०८ ,, सहस्रकिरणजी महियारिया, कोटा
१०९ श्री जशकरणजी खिड़िया, जैतपुरा
११० ,, रामलालजी महडू, अलवर
१११ ,, श्रीदानजी आशिया, मेंगटिया
११२ ,, गुलाबदानजी, अजमेर
११३ ,, दूल्हेसिंहजी भादा, अजमेर
११४ ,, रामदानजी पुष्करगुरु, पुष्कर
११५ ठा० सा० श्री गोविंदसिंहजी उदावत, रायपुर
११६ मुंशी श्री प्रतापदानजी, कालूँदी
११७ राजराणा सा० श्री खुमाणसिंहजी झाला, देलवाड़ा
११८ ठा० सा० श्री खुमाणसिंहजी झाला, झालों की मंदार
११९ सर्व श्री० देवकरणजी, श्री शिवकरणजी एवं ओपजी आदि, इंदोकली
१२० श्री छगनलालजी व्यास, बुकसेलर, वड़ीसादड़ी
१२१ ,, देवीसिंहजी कविया, उदयपुर
१२२ श्री लक्ष्मीदानजी सा० साँदू, बी०ए०, जोधपुर
१२३ कविराजा श्री कालूदानजी मिश्रण, बूँदी
१२४–१२५ श्री रूपसिंहजी वारहठ (दो प्रति) उदयपुर
१२६ श्री उदयकरणजी आढा, नागोर
१२७ ,, जोरावरसिंहजी, उदयपुर
१२८ ,, गंगादानजी वारहठ, नोखामड़ी
१२९ ,, रामदयालजी, वीठू, देशणोक
१३० ,, देवीदानजी, बीकानेर
१३१ ,, मुरारिदानजी वीठू, बीकानेर
१३२ ,, श्यामलदानजी, बीकानेर

१३३ श्री श्यामलदानजी, फलौ

१३४ ,, रामदयालजी मिश्रण, हरणां

१३५ बारहठजी सा० चालकदानजी सौदा, उदयपुर

१३६ श्री गुलाबसिंहजी महडू, भाणपुर

१३७ कविराजा श्री शक्तिदानजी सा० दधिवाड़िया, जयसिंहपुरा

१३८ महाराजा सा० श्री प्रतापसिंहजी हाडा, बूंदी

१३९ श्री रघुनाथप्रसादजी सिंहानिया, मंत्री—रा०रि० सोसाइटी, कलकत्ता

१४० ,, जोरावरसिंहजी, दलखेड़ी

१४१ बारहठजी सा० श्री हरिसिंहजी, वापचिया

१४२ श्री तख्तसिंहजी महियारिया, पीपली

१४३ ,, देवीलालजी सांदा, उदयपुर

१४४ ,, हमीरसिंहजी सौदा, करणपुर

१४५ ,, [illegible] सिंढायच, [illegible]

१४६ ,, भवानीसिंहजी महियारिया, [illegible]

१४७ ,, उदयसिंहजी देवल, एम्० ए० (प्रीवि०), बनारस

१४८ ,, बालब्रह्मचारी लालजी महाराज, जोधपुर

१४९ ,, कुँवर सा०, सिरियारी, जोधपुर

१५० सर्व श्री कविया सरदारान, [illegible]

## २ – બૃહદ્ ગુજરાત-વિભાગ

—०—

*१५१ શ્રી મેરૂભા લીલા, છત્રાવા

*१५२ ,, ખેતસિંહજી મિશ્રણ, મુંદ્રેશ

*१५३ ,, પિંગળશીભાઈ પાયક, ભાવનગર

*१५४ ,, કેશરભાઈ ખાટી, કલોલ

१५५ ,, ગોવિંદભાઈ ડાકરિયા, ખંખુડા

१५६ ,, કરસનભાઈ પાલિયા, ,,

१५७ ,, કરસનભાઈ ડાકરિયા, ,,

१५८ ,, હરદાસભાઈ લાંબા, ,,

१५९ ,, લાખાભાઈ લાંબા, ,,

१६० ,, જીવાભાઈ ડાકરિયા, ,,

१६१ ,, મયાજળભાઈ ડાકરિયા ,,

१६२ ,, રામાભાઈ લાંબા ,,

૧૬૩ શ્રી પિંગળશીભાઈ પાયક, સોદ્રાણા

૧૬૪ ,, [illegible] નાંધુ, [illegible]

૧૬૫ ,, અનેસિંહજી ખાટી, મોસમ

૧૬૬ કવિ શ્રી માવદાનજી રત્નુ, કાગાવદ

૧૬૭ કવિ શ્રી ઇશ્વરદાનજી સુરતાણિયા, મોરઝર

૧૬૮ કવિ શ્રી કારણભાઈ મહેડુ, ચણા

૧૬૯ શ્રી દાદાભાઈ પાંચરશિંગા, ચારણુગી

૧૭૦ ભક્તકવિ શ્રી દુલાભાઈ કાગ, મજાદર

૧૭૧ શ્રી સમર્થદાનજી ગઢિયા, ચમારડી

૧૭૨ કવિ શ્રી રેવાજી રત્નુ, મોડવદર

૧૭૩ ,, દેવીદાનજી બારહટ, રાજકોટ

૧૭૪ ,, બાલુભાઈ લાંબા, રાજકોટ

---

* नं० १५१ से १५४ तक के ग्राहक बंधुओं ने अ०भा०चा० सम्मेलन के जोधपुर-अधिवेशन में ग्राहक होकर वहीं मूल्य के पैसे श्री प्रधानमंत्रीजी को दे दिए थे। —मैनेजर

૧૭૫ શ્રી કાળાભાઈ સાંદિયા, વાંકાનેર
૧૭૬ ,, લાલસિંગજી રોહડિયા, સિંધાવદર
૧૭૭ ,, રવાભાઈ બારટ ધુનાનું, ગામ
૧૭૮ ,, જીવાભાઈ શામળ, ગાંગડ
૧૭૯ ,, દાજીભાઈ લાળસ, કરાંચી
૧૮૦ ,, જબરદાનજી, કાળાવડ
૧૮૧ ,, પ્રતાપસિંહજી નાંધુ, નરસંડા
૧૮૨ ,, ભલુભાઈ ફૂનડા, કનીપુર
૧૮૩ ,, જીવણલાલજી વરસડા ભાદરવા
૧૮૪ ,, કાળિદાસભાઈ બાટી, ચરાડા
૧૮૫ ,, ભગવતીદાનજી રોહડિયા, શેરડી
૧૮૬ ,, કાળિદાસજી બારટ, રાવળ
૧૮૭ ,, અમરસિંહજી બાટી, ધિવાવ
૧૮૮ ,, ચકુભાઈ બારટ, સચાણા
૧૮૯ ,, નારણભાઈ, ભોગાત
૧૯૦ ,, નારણભાઈ બાલિયા, જામનગર
૧૯૧ ,, અભેરાજજી દેથા, બાબિયા
૧૯૨ ,, મૂળુભાઈ મૂબિયા, રાજકોટ
૧૯૩ ,, ફૂલસિંહજી મહેડુ, કાસિંદ્રા
૧૯૪ ,, મંત્રી કૃષ્ણકુમાર-ચારણ-વિદ્યાલય, ભાવનગર
૧૯૫ ,, ઉદયરામજી શામળ, મુંબઈ
૧૯૬ ,, ગોપાળજી રોહડિયા, મુંબઈ
૧૯૭ ,, શક્તિદાનજી શામળ, ગદકા
૧૯૮ ,, પથાભાઈ બોગસા, મૂળી
૧૯૯ ,, ધનરાજજી લાંબા, ભાડલા
૨૦૦ ,, જીવાભાઈ પાંડરશિંગા, પોલીસ સબઈન્સ્પેક્ટર વીરમગામ,
૨૦૧ દરબાર શ્રી ગોપાળસિંહજી સા૦ જાડેજા ગણોદ
૨૦૨ કવિશ્રી રામદાનજી ટાપરિયા, વાવડી
૨૦૩ શ્રી હરદાનભાઈ નરેલા, ભાવનગર
૨૦૪ બોરાણાના ચારણ ડાયરા સમસ્ત, હા૦ શ્રી રામરવભાઈ રાબા, બોરાણા
૨૦૫ શ્રી શિવલાલજી બ્રહ્મભટ્ટ, મહેસાણા
૨૦૬ ,, જીવાભાઈ બારટ, વીરવદરકા
૨૦૭ ,, ગગુભાઈ બારટ, વીરવદરકા
૨૦૮ ,, મૂળુભાઈ બાદાણી, અમદાવાદ
૨૦૯ ,, ઝાંબડી ગામના ચારણ જાગીરદારો, હા૦ શ્રી મૂળુભાઈ રત્નુ, ઝાંબડી
૨૧૦ શ્રી ઉમાભાઈ ટાપરિયા, વઢવાણ
૨૧૧ ,, કેશરદાનજી ગાટી, દેદાલ
૨૧૨ ના૦ રાણા યુવરાજશ્રી ઇંદ્રસિંહજી સા૦ ઝાલા; લખતર
૨૧૩ ,, શ્રી જશકરણજી રત્નુ, પોરબંદર
૨૧૩ ,, મૂળજીભાઈ વેદ, અમરેલી
૨૧૪ ,, કાનજીભાઈ લીલા, વડીયા
૨૧૬ ,, મોંઘાભાઈ લાંગાવદરા, ઘાટકોપર
૨૧૭ ,, અંબાદાનજી મોડ. રાણેસર
૨૧૮ ,, પૂંજાભાઈ મોડ, રાણેસર
૨૧૯ ,, મોડભાઈ મોડ, રાણેસર
૨૨૦ ,, રૂંખડભાઈ બારટ, સરી
૨૨૧ ,, જેઠીભાઈ મહેડુ, કોચરિયા
૨૨૨ ,, રૂપશીભાઈ ચાટયકા; બાવળા

૨૨૩ શ્રી ગોકળભાઈ ગોઢ, સરી
૨૨૪ ,, ત્રિકમલાલજી ભાટી, અમદાવાદ
૨૨૫ ,, અદાભાઈ ગોઢ, અમદાવાદ
૨૨૬ ,, નાનુભાઈ ભાટી, કલોલ
૨૨૭ ,, પ્રતાપસિંહજી ભાટી, કલોલ
૨૨૮ ,, રૂપશીભાઈ ભાટી, કલોલ
૨૨૯ ,, તેજમાલજી ભાટી, કલોલ
૨૩૦ ,, તેજમાલજી કેસરિયા, અરણેજ
૨૩૧ ,, અભેસિંહજી બબેલ, કોટ
૨૩૨ ,, પ્રતાપદાનજી નાંધુ, વરસોળા
૨૩૩ ,, છગનભાઈ નાંધુ, વરસોળા
૨૩૪ ,, ઈશ્વરદાનજી સંદાયચ, દેવગાણુ
૨૩૫ ,, દેશળસિંહજી કાપલ, અમદાવાદ
૨૩૬ ,, અજીતસિંહજી દેથા, વાજોવડ
૨૩૭ ,, દાજીભાઈ ભાટી, કલોલ
૨૩૮ લે૦ કર્નલ શ્રી સરદારસિંહજી સા૦ ગોહિલ, ભાવનગર
૨૩૯ ના૦ દરબાર શ્રી રામવાળા સા૦, બગસરા
૨૪૦ લે૦ કર્નલ શ્રી કેશવસિંહજી સા૦ ગોહિલ, દિવાન, પન્ના (બુંદેલખંડ)
૨૪૧ રાણા શ્રી ચંદ્રસિંહજી સા૦, રાજપુર
૨૪૨ શ્રી મંગલદાનજી રતનુ, વિજયનગર ([illegible])
૨૪૩ ,, મુરારીદાનજી, ચોટીલા
૨૪૪ ,, ઈશ્વરદાનજી દેથા, ભીમુવાસ
૨૪૫ ,, હમાભાઈ ભાટી, ભાલવડા
૨૪૬ ,, નારણભાઈ રોહડિયા, પી૦ઓ૦, સિંધાવદર
૨૪૭ ,, કાનજી ભોજરાજજી, નાગપુર રોડ

---

इस तरह प्रारंभ से लेकर ता० १-१०-'३९ तक कुल २४७ ग्राहक हुए हैं, जिनके नाम उपर दिए गए हैं। उपर्युक्त नामावली में गलती से किसी सज्जन का नाम, गौत्र या निवास-स्थान अशुद्ध दिया गया हो तो कृपया वे इसकी हमें सूचना दें। इस विषय में एक शिकायत है कि 'बारहठ' उपाधि हमारी समस्त जाति की मानबोधक होने पर भी, जहाँ तक हमको मालूम है, अपने नाम के साथ तो इसका उपयोग सिर्फ़ 'सौदा' एवं 'रोहड़िया' गोत्र के चारण ही कर सकते हैं। इस हालत में इनसे अन्य गोत्र के कई सजातीय ग्राहक बंधु अपने नाम के साथ अपना गोत्र न लिखकर 'बारहठ' उपाधि लिखते हैं, यह अनुचित है। यही नहीं, कई तो केवल अपना नाम ही लिखते हैं, इससे यह समझना भी कठिन होता है कि वे चारण हैं या राजपूत। यही कारण है कि ऊपर कई नाम विवशतया हमको गिरे ही देने पड़े हैं। आशा है, आगे ग्राहक होनेवाले सजातीय बंधु अपने नाम के साथ अपना गोत्र-खाँप भी लिखने की कृपा करेंगे।

निवेदक

**मैनेजर, "चारण"**

अ० भा० चारण-संमेलन के राजकोट-अधिवेशन में अमुक संख्या ग्राहक बना देने की प्रतिज्ञा करनेवाले सज्जनों की

# नामावली



१ श्री करसनभाई पालिया, जाँबूड़ा, ५० ग्राहक
* २ श्री खेतसिंहजी मिश्रण, मुढेरा, २० ,,
३ श्री प्रतापसिंहजी महियारिया, टीटोडा ५० ,,

(मेवाड प्रांत से)

४ स्व० श्री आईदानजी बारहठ, मथाणिया, १०० ,,

(मारवाड प्रांत से)

५ श्री नारणदानजी मीसण, मोरबी, १० ,,
६ श्री लाखणसीभाई पाँचाळिया, भेंसाण, १० ,,
* ७ श्री पिंगलसीभाई पायक, भावनगर, ५ ,,
८ श्री नारणभाई रोहड़िया, सिंधावदर, १० ,,
९ श्री धनराजजी लाँबा, भाडला, १० ,,
१० श्री मावदानजी रत्नू, काळावड़, २५ ,,

(हालार चौवीसी से)

११ भँवर शुभकर्ण कविया, जोधपुर, २५ ,,

**शुभकर्ण कविया,** एम०ए०, एल्-एल०बी०,
**प्रधानमंत्री-अ०भा०चारण-संमेलन,** जोधपुर

* इन दोनों सज्जनों ने अपनी-अपनी प्रतिज्ञा के अनुसार ग्राहक बना दिए हैं। खेद है कि, श्री नारणदानजी मीसण एवं श्री लाखणसीभाई पाँचाळिया तो उनकी प्रतिज्ञाओं की बात दूर रही, खुद ही ग्राहक नहीं हुए हैं! अतएव आशा है, अन्य महाशय भी अपनी प्रतिज्ञायें अपूर्ण रखकर मिथ्याभाषी नहीं बनेंगे।

—प्रधानमंत्री

——०——

# श्री किशोर-स्मारक-श्रद्धांजलि-ग्रंथ

**(१) अ०भा०चारण-सम्मेलन के राजकोट-अधिवेशन में प्राप्त चंदा—**

(१) श्री जीवणलालजी बरगडा, भादरवा, ३०)
(२) ,, प्रतापसिंहजी महियारिया, टींटोडा, २०)
(३) ,, सत्यदेवजी आढा, सांचिटिया, ५)
(४) ,, शुभकर्ण कविया, जोधपुर, २)
(५) ,, किशनदानजी, बीकानेर, ५)

६२)

**(२) श्री खेतसिंहजी मिश्रण (मुंदेरा) द्वारा प्राप्त चंदा—**

१ श्री खेतसिंहजी मिश्रण, मुंदेरा, ४)
२ ,, केसरभाई वाटी, कलोल, २॥)
३ ,, दाजीभाई वाटी, कलोल, २॥)
४ ,, रूपसीभाई वाटी, कलोल, २॥)
५ ,, तेजमालजी वाटी, कलोल, २॥)
६ ,, अमेसिंहजी कलोल, मोड, १)

१५)

**(३) अ०भा० चारण-सम्मेलन के राजकोट-अधिवेशन में किए गए वादे—**

[आशा है, निम्नोक्त सज्जनों में जिनके वादे की रकमें अभी तक बाकी हैं, वे शीघ्र ही निम्नोक्त पते पर भेजने की कृपा करेंगे।]

१ श्री लादूसिंहजी बारहठ, ईंटदड़ा, ११)
२ ,, मानीसिंहजी बारहठ, मोरटूका, ५)
३ ,, जयकर्णजी बारहठ, सोजत, ५)
४ स्व० श्री आईदानजी बारहठ, मथाणिया, ५)
५ श्री प्रतापसिंहजी महियारिया, टींटोडा, २५)

५१)

**शुभकर्ण कविया, एम०ए०, एल-एल०बी०,**
सम्पादक, 'श्री किशोर-स्मारक-श्रद्धांजलि-ग्रंथ'
रोचपुर की हवेली, **जोधपुर**

—०—

# ज़रा इस ओर ध्यान दें

राष्ट्रभाव को जागृत करने के लिये बंगालियों ने बंगला भाषा के प्रसिद्ध कवि श्री विजयलालजी की अध्यक्षता में एक 'चारण-दल' स्थापित किया है। हमारे जन्मजात चारणबंधु इसका रहस्य समझकर नवयुग के चारण-धर्म को कब समझने लगेंगे!

---

डा० सा० श्री किशोरसिंहजी बार्हस्पत्य की असामयिक मृत्यु के कारण उनके संपादकत्व में निकलनेवाला 'राजस्थान-रिसर्च-सोसाइटी' (कलकत्ता) का त्रैमासिक मुखपत्र 'राजस्थान' बंद हो गया था वह विगत जुलाई मास से 'राजस्थानी' नाम से ४) रुपया वार्षिक मूल्य पर पुनः बड़ी सजधज के साथ निकलने लगा है। राजस्थान के इतिहास, संस्कृति, कला एवं साहित्य –डिंगल-साहित्य से प्रेम रखनेवाले प्रत्येक चारण बंधु से हम साग्रह अनुरोध करते हैं कि वह इसका ग्राहक बनकर उसके संपादक-प्रकाशक का उत्साह बढ़ावे। पता–मंत्री, राजस्थान-रिसर्च-सोसाइटी, ७३ ए, चासाधोबापाड़ा स्ट्रीट, कलकत्ता।

---

राजस्थान-रिसर्च-सोसाइटी (कलकत्ता) की ओर से 'राजस्थान के लोकगीत' नामक अपूर्व संग्रह-ग्रंथ का प्रथम भाग (पूर्वार्द्ध–उत्तरार्द्ध) प्रसिद्ध हुआ है।

## ग्राहक बंधुओं से

आखिर लज्जापूर्वक यह निवेदन करना पड़ता है कि, 'चारण' के दूसरे एवं तीसरे अंक की छपाई के लिये हममें से गुजराती विभाग के संपादक के कई। में कि जहाँ इस समय 'चारण' छपता है, २५ दिन ठहरकर परिश्रम करने पर भी तीसरे अंक में दी हुई सूचना के अनुसार यह चौथा अंक समयसर प्रसिद्ध न हो सका! इसके उपरांत लड़ाई के कारण कागज़ खूब महँगे हो जाने से दूसरे वर्ष की छपाई के कुछ दिन पूर्व निश्चित किए हुए रेट के बारे में कुछ झगड़ा उठा था और अब दीवाली पर प्रेस-मालिक एक सप्ताह तक बाहर जा रहे हैं इससे दूसरे वर्ष के प्रेमांक का छपना दीवाली के दूसरे दिन से शुरू होगा और एक मास में वह ग्राहकों की सेवा में पहुँच जायगा। **कागज़ खूब महँगे हो जाने से दूसरे वर्ष से 'चारण' का मूल्य विवशतया २॥) रुपया रखना पड़ा है। अतएव म०ऑ० से वार्षिक मूल्य भेजनेवाले ग्राहकबंधु २॥) रुपया ही निम्न पते पर भेजें।**

**मैनेजर, 'चारण' पो० कलोल**
J. B. C. I. Ry (उत्तर गुजरात)

